ઉપયોગી વિદ્યાકળા ગ્રંથમાળા. મણકો ૯ મો.

# જંગલની જડીબુટ્ટી.

## ભાગ પાંચમો.

લેખક તથા પ્રકાશક—

**વૈદ્ય શાસ્ત્રી શામળદાસ સેવકરામ.**

( પશુ ચિકિત્સા, આકાશવાણી, પ્લેગ અથવા મરકી પ્રાચીન
મહાત્માઓની અલૌકિક વિદ્યાઓ અમૂલ્ય રત્નહાર,
ચિકિત્સા તત્ત્વ સુધાસિંધુ વિગેરેના કર્તા. )

વડાગામ–વાયા–તલોદ–એ. પી. રેલવે.



પ્રથમાવૃત્તિ. ]     પ્રત ૧૦૦૦.     [ ઈ. સ. ૧૯૨૧.

કિંમત. } કાચા પુંઠાના રૂ. ૦–૧૦–૦ } પોષ્ટેજ જુદું.
પાકા પુંઠાના રૂ. ૦–૧૪–૦

# ભૂમિકા.

આકાશની માફક અનંત મનાતા સંસ્કૃત સાહિત્યમાં જેમ હરેક વિષયના ગ્રંથોની હદ નથી, તેવીજ રીતે આયુર્વેદ સબંધિ પણ એટલા બધા ગ્રંથો છે કે તેઓની પણ કોઇ પ્રકારે ગણત્રી થઈ શકે તેમ નથી, પરંતુ સંસ્કૃત એ એવી પ્રૌઢ ભાષા છે કે તેમાં પ્રતિપાદન કરેલા વિષયની મતલબ સામાન્ય બુદ્ધિનાં મનુષ્યોના લક્ષમાં એકદમ ઊતરી શકે તેમ નથી. આ અડચણ દુર કરવાને માટે અનેક વિદ્વાનોએ તે ગ્રંથોનો સાર લેઇને ચાલુ ગુજરાતી ભાષામાં નવિન ગ્રંથો રચેલા છે, પરંતુ તેઓ પૈકી ઘણાખરાઓની રચના પણ એક નવા અભ્યાસીને માટે જોઇએ તેવી સરળ થઈ પડે તેવી નથી. વળી એવાં પુસ્તકો તો ઘણાં વીરલજ દૃષ્ટિએ આવે છે કે જેમાં લખવામાં આવેલા પ્રયોગો ઘણાભાગે અનુભવિક હોય, અને તેથી ઘણા સમયથી મારી એવી ઇચ્છા હતી કે:—" એક એવું પુસ્તક લખવામાં આવે કે જેમાંના પ્રયોગો અનુભવસિદ્ધ, સહેલાઇથી સમજાય તેવા, સરળતાથી બની શકે એવા અને રામબાણની માફક ફાયદો કરનારા હોય તો જનસમાજને અત્યંત લાભ થાય." આ ઇચ્છાના પરીપાકરૂપેજ આ પુસ્તકના પ્રથમ ભાગનો ગયા વર્ષમાં જન્મ થવા પામ્યો હતો, અને જનસમાજ તરફથી તેનું કેવી રીતે પોષણ થશે એનું ભવિષ્ય વાંચકવૃન્દની મુનસફી ઉપરજ અવલંબન કરીને રહેલું હતું.

આ ભાગ કંઇ નકામાં નાટકો, ચેટકો, નૉવેલો કે ન માનવામાં આવે તેવા અદ્‌ભુત રસવાળી દંત કથાઓ કે જે તેના લખનાર

અને વાંચનાર એ બન્નેનો સમય વ્યર્થ ગુમાવે છે તેવી જાતનો નહોતો, પરંતુ હાલના જમાનામાં જગપ્રસિદ્ધ થયેલા અને પૂર્વ તથા પશ્ચિમની ભૂમિમાં વૈદ્યક વિદ્યાના ખાસ પ્રૉફેસરો તરીકે પંકાતા, તેમજ મોટી, મોટી લેબોરેટરીઓમાં નિપુણયંત્રોથી સૂક્ષ્મ રીતે દરેક ઔષધિના ગુણદોષનું પૃથક્કરણ કરનારા મહાન ડૉક્ટરો, તેમજ પ્રાચીન સમયના ત્રિકાળદર્શી, દીવ્ય શક્તિ ધારી મહાન્ ઋષિ, મુનીઓના આયોષધિમાં રહેલા ગુણદોષો સબંધિ અનુભવિક અભિપ્રાયોનો દીર્ઘ સમય સુધી અનુભવ લેતાં અમને જે તત્ત્વ નિશ્ચયાત્મક જ્ઞાન ઉપલબ્ધ થયું હતું તેજ હતું અને તે સામાન્ય મનુષ્યને પણ સમજાય એટલા માટે જેમ બને તેમ સાદી ભાષામાં લખવામાં આવ્યું હતું.

"કોઇપણ ઉપયોગી ચીજ ફોગટ પડી રહેતી નથી એક પત્થર પણ જો ઉપયોગી હોય તો લોકો રસ્તામાંથી લાવી તેને ઘરમાં મુકે છે." એ કથનાનુસાર આ પ્રથમભાગ એટલો બધો જનસમાજની પ્રીતિનું પાત્ર થઇ પડયો કે જોતજોતામાં તેની પ્રથમાવૃત્તિ ખલાસ થઇ જવાથી દ્વિતીયાવૃત્તિ કાઢવાનો પ્રસંગ પ્રાપ્ત થયો, એટલુંજ નહિ પરંતુ તેના બીજા ભાગો માટે પણ વાંચકવૃન્દ તરફથી એવી તીવ્ર માગણી થવા લાગી કે ગ્રંથમુદ્રણનાં સાધનોની આવી સખ્ત મોંઘવારીના સમયમાં પણ માત્ર દોઢ વર્ષની અંદરજ તેના ચાર ભાગો પ્રગટ કરવા છતાં પણ હજુ જનસમાજની અભિલાષા શાન્ત થવા પામી નથી, અને તેથી તેઓની જીજ્ઞાસાને યથાશક્તિ પૂર્ણ કરવી એમ ધારી આ પાંચમો ભાગ પ્રગટ કરવાનો પ્રયાસ

કરવામાં આવ્યો છે, જે પણ પ્રથમના ચાર ભાગોની માફક જનસમાજની પ્રીતિનું પાત્ર થઇ પડશેજ એવી આશા રાખવામાં આવે છે.

| | |
|---|---|
| મહાશિવરાત્રિ. સં. ૧૯૭૭. | આપનો કૃપાભિલાષી. |
| વડાગામ—મહીકાંઠા. | વૈદ્યશાસ્ત્રી શામળદાસ સેવકરામ. |

# અનુક્રમણિકા.

॥ ॐ श्री ॥

# જંગલની જડીબુટ્ટી.

## પંચમ ભાગ.

करकिशलयसङ्गी यस्य पीयूष कुम्भः ॥
परममर वधूनां भूयसे मंगलाय ॥
स खलु निखिल दुग्धाम्भोधिरत्नेषुरत्नं ।
हरतु दुरितराशीनाशु धन्वन्तरिर्वः ॥

સુર સુંદરીઓના મંગળ માટે જેણે કોમળ કરપલ્લવોમાં અમૃત કુંભ ધારણ કરેલો છે, એવા ક્ષીર સમુદ્રમાંથી ઉત્પન્ન થએલાં સઘળાં રત્નોમાં પણ રત્નરૂપ ધન્વંતરિ ભગવાન અમારાં સઘળાં અનિષ્ટોના સમુહને શીઘ્ર દુર કરો.

## અતિવિખની કળી.

સં. અતિવિષ. અરૂણા, હિં. અતીસ, મ. અતિવિષ. અં. આતપચ, લા. Aconitum Hetrophyllum.

વિવરણ—અતિ વિખના છોડવા અત્રે થતા નથી. પરંતુ હિમાલયના ઉંચા ભાગોમાં ઉત્પન્ન થાય છે. એ છોડવાઓ કરબીની ભાજીને મળતા આકારના હોય તેનાં મુળીઆં કે જે અતિવિખની કળીના નામે ઓળખાય છે તે છેક પ્રાચીન કાળથી ઔષધ તરીકે આખા આર્યાવર્ત્તમાં વપરાતાં હોવાથી દરેક સ્થળે મોકલવામાં આવે છે, આ મુળીઆંનો આકાર ફુલની કળીઓના જેવો ગોળ હોય લંબાઇ પણ તેટલીજ એટલે એકાદ, બે આંગળજ હોય છે.

પ્રાચીન વનસ્પતિ શાસ્ત્રવેતાઓ કહે છે કે આ ઔષધિની ધોળી, રાતી, પીળી અને કાળી એવી ચાર જાતો થાય છે, તેઓમાં ધોળી એ સર્વેથી શ્રેષ્ઠ છે.

આજકાલ મુંબઇ, અમદાવાદ વિગેરના બજારોમાં આ ઔષધિની બે જાતો વેચાય છે, જેઓમાં એક ધોળી અને બીજી બુરીછે. તેમાં ધોળી જાત ખાસ એ ખાસ મુળીઆં અને બુરી જાત એ તેની કળીઓ અને તેની આજુબાજુનો ભાગ હોય છે માટે સફેદ જાતજ પસંદ કરીને વાપરવી.

ગુણ દોષ અને ઉપયોગ—રાજવલ્લભના કર્તા જણાવેછે કે અતિવિષ ગરમ, તીખી, કડવી, અન્નને પચાવનારી, અગ્નિને દીપન કરનારી તેમજ કફ, પિત્ત, અતિસાર, મરડો, ઝેર, ખાંસી, ઉલટી, જ્વર અને કૃમિનો નાશ કરનારી છે. મદનપાળ જણાવે છે કે વીશે જાતનાં કફનાં દરદોને દુર કરનારીછે. ચક્રદત્ત કહે છે કે ઝાડો, મરડો, સંગ્રહણી અને તાવ સાથેના ઝાડા ઊપર તેની ઉત્તમ અસર છે. આજકાલના વિદ્વાન શોધકો કહે છે કે તે બગડેલા પિત્તને નીચે પાડે છે,

કફને શમાવે છે, અર્થાત કફથી ઉત્પન્ન થતા વ્યાધિઓને દુર કરે છે. વળી મેલેરીઆ જેવા તાવને દુર કરવામાં તેમજ એકાંતરીઆ, ચોથીઆ વિગેરે તાવોને રોકવામાં તે એક કિંમતી ઔષધ છે. તાવ આવી ગયા પછી રહેલી નબળાઇને દુર કરવા સારૂં તે એક ઉત્તમ પૌષ્ટિક ઇલાજ છે, અને ઝાડા તથા મરડાના દરદને મટાડવામાં ઉત્તમ અસર કરેછે. તાવ આવી ગયા પછીની નબળાઇ દુર કરવાને માટે એટલે પૌષ્ટિક ગુણ માટે તેના ચૂર્ણનું પ્રમાણ દરેક વખતે દશથી ત્રીશ ગ્રેન અને તાવ રોકવા માટે તેનું પ્રમાણ તાવ આવવાના સમયથી છ કલાક પહેલાં શરૂ કરીને દર કલાકે વીશથી ત્રીશ ઘઊંભાર જેટલું આપવું જોઇએ.

પ્રાચીન તથા અર્વાચીન વિદ્વાનો તેના ગુણદોષનું આ પ્રમાણે વર્ણન કરે છે. પરંતુ વંશ પરંપરાના વૈદકીય ધંધાવાળા વૈદ્યોના અનુભવમાં આવ્યું છે કે આ ઉપરાંત તેમાં એક બીજો અદભુત ગુણ સમાએલો છે. અને તે એ છે કે બાળકોનાં દરદોના માટે તે એક અકસીર દવા છે. તાવ, ખાંસી, ઝાડો, મરડો, શરદી, સળેખમ, અજીર્ણ, ઊલટી, કૃમિ, કફ, યકૃત, અને બરોળનો વધારો વિગેરે બાળકોને થતા અનેક દરદો એના સેવનથી નાબુદ થાય છે, અને તેથી આવાં દરદો ઉપર એકલી અતિવિષની કિંવા બીજાં ઔષધોના સંયોગવાળી વિવિધ બનાવટો વૈદ્યો તરફથી વપરાય છે, જે બધી સામાન્ય રીતે "બાળ દવા"ના નામથી ઓળખાય છે. આવી બનાવટો જો કે અનેક છે, તો પણ તેઓમાંની નીચેની મુખ્ય છે.

બાળ દવા નંબર ૧—એકલી અતિવિષ લેઇને ખાંડી ચૂર્ણ કરવું.

બાળકોનાં તમામ દરદો ઉપર આંખો મીંચીને આ ચૂર્ણ વાપરવામાં આવે છે અને તેથી સારો ફાયદો થાય છે. બાળકની ઉમરને અનુસરીને દરેક વખતે આ ચૂર્ણ બેથી દસ ઘઉંભાર જેટલું લેઇને મધ સાથે ચટાડવામાં આવે છે.

નં. ૨—અતિવિષની કળી, કાકડાશીંગ અને નાગરમોથ એ સરખા વજને લેઇ ચૂર્ણ બનાવવું અને બાળકની ઉંમરના પ્રમાણમાં પાંચથી વાલ ઘઉં ભાર જેટલું લેઇ મધ સાથે ચટાડવું જેથી બાળકોની ખાંસી, તાવ, ઉલટી, ઝાડો વિગેરે દુર થાય છે.

નં. ૩—અતિવિષની કળી, મોથ, લીંડીપીપર, કાકડાશીંગ તથા જેઠીમધ એ બધાં સરખા વજને લેઇ ખાંડી ચૂર્ણ બનાવવું અને તે ઉપર મુજબ પ્રમાણમાં લેઇ મધ સાથે ચટાડવું જેથી તાવ, ખાંસી, ઝાડો, ઉલટી વિગેરે દુર થાય છે.

નં. ૪—અતિવિષની કળી, ઊપલેટ, કાકડાશીંગ, લીંડીપીંપર, જવાસો અને હરડે એ બધાં સરખા ભાગે લેઇ ખાંડી ચૂર્ણ બનાવી ઊપર મુજબ વાપરવાથી બાળકની સઘળી જાતની ખાંસી દુર થાય છે,. તેમજ પેટમાં ભાર રહ્યો હોય તો આરામ થાય છે.

નં. ૫—અતિવિષની કળી, વીરણવાળો, કુંણાં બીલાંનો ગર્ભ ઈંદ્રજવ, નાગરમોથ, ધાણા, ગળો અને સુંઠ એ ચીજો સરખા ભાગે લેઇ ચૂર્ણ કરી ઊપરોક્ત રીતે આપવાથી બાળકોનો તેમજ વધારે માપમાં આપવાથી મોટાં મનુષ્યોનો ઝાડો અને મરડો દુર થાય છે.

નં. ૬—અતિવિષ અને વાવડીંગના તાંદળા સરખા ભાગે લેઇ ચૂર્ણ કરવું. આ ચૂર્ણ આપવાથી કૃમિ અને તેના લીધે આવતો તાવ તેમજ

ખાંસી, ઊલટી વિગેરે દુર થાય છે. આ ઓષધ ચાલતું હોય ત્યારે દર બીજા દિવસે એરંડ તેલનો જુલાબ આપવા કે જેથી મુએલા કૃમિ નીકળી જાય.

નં. ૭—અતિવિષની કળી એક ભાગ અને અંકોલના મુળની છાલ ત્રણ ભાગ લેઇ ખાંડી ચૂર્ણ કરવું, આ ચૂર્ણ બાળકો માટે પાંચથી દશ ઘઉંભાર અને મોટાં મનુષ્યો માટે ૩૦ થી સાઠ ઘઉં ભાર જેટલું લેઇ ચોખાના ધોવરામણ સાથે મેળવીને આપવાથી બધી જાતના ઝાડા અને મરડા દુર થાય છે.

નં. ૮—અતિવિષની કળી બે ભાગ, મોટી હરડે બે ભાગ અને નાગરમોથ, કડુ, પાનની જડ, કોલંબો, વાવડીંગના તાંદળા, કાંકચનાં બીજ, કાળીજીરી, અજમો, ઇસપન (સતાબ) નાં પાંદડાં, કાકડાશીંગ, તજ, સંચળ, શેકેલી હીંગ એ દરેક ચીજ એક, એક ભાગ લેઇ બધાનું ચૂર્ણ કરી નાગર વેલના પાનના રસમાં ખરલ કરી વટાણા જેવડી ગોળીઓ કરવી અને તે બાળકની ઉમરના પ્રમાણમાં એકથી પાંચ જેટલી દરેક વખતે આપવી, તેથી કૃમિ, ખાંસી, તાવ, ઝાડો, નબળાઈ વિગેરે રોગોથી મુક્ત થઇ બાળક તનદુરસ્ત રહે છે.

---

## અર્જુન.

સં. અર્જુન, કકુભ, બં. અર્જુન. હિં કાહુ, મ. અર્જુન સાદડા. ઇં. The Arjuna Myrobalan, લા. Terminalia Arjuna.

વિવરણ—અર્જુન એ કીયું વૃક્ષ છે, તે બદલ વૈદ્યોમાં ઘણો મત ભેદ ચાલે છે, કેટલાએક વૈદ્યો કડાયાનું ઝાડ કે જે શાસ્ત્રીય ભાષામાં "sterculisa urens" ના નામે ઓળખાય છે તેને અર્જુન વૃક્ષ માને છે. ત્યારે કેટલાએક વૈદ્યો સાદડ કે જે "Terminalia tomentosa" ના નામથી ઓળખાય છે તેને માને છે, પરંતુ આજકાલના સોધકો જણાવે છે કે ખરૂ અર્જુન વૃક્ષ કે જે "Terminalia Arjuna" ના નામથી ઓળખાય છે તે તદન જુદુંજ હોય અત્રે થતું નથી પરંતુ હિમાલયની તળેટી, બર્મા, બંગાળા, મધ્ય હિન્દુસ્થાન. સધર્ન ઇન્ડીયા અને સીલોનમાં નદી, નાળાંના કીનારે કુદરતી રીતેજ ઉત્પન્ન થાય છે. આ સિવાય પંજાબ અને વાયવ્ય પ્રાંતોમાં પણ જો કે કુદરતી રીતે નહિ પરંતુ ખાસ વાવેતરથી ઉછેરેલાં વૃક્ષો મળી આવે છે.

ગુણદોષ અને ઉપયોગ—પ્રાચીન નિઘંટોમાં આ વૃક્ષના જોકે અનેક ગુણો વર્ણવેલા છે પરંતુ તે બધા પૈકી ખાસ ગુણ એ વર્ણવવામાં આવ્યો છે કેઃ—હૃદયરોગ કે જે આજ કાલ "હાર્ટડીઝીઝ" ના નામથી ઓળખાય છે અને વિદેશી ઔષધોથી મટવો મુશ્કેલ મનાય છે તે આ વૃક્ષની છાલના સેવનથી નાબુદ થાય છે. આ કથનની સત્યતા માત્ર પ્રાચીન પુસ્તકોમાંજ સમાએલ છે એમ નથી, પરંતુ બંગાળા, અયોધ્યા, મધ્ય હિન્દુસ્થાન વિગેરે દેશો કે જ્યાં આગળ આ વૃક્ષની ઉત્પત્તિ થાય છે ત્યાં આગળના અનેક વૈદ્યો, કવિરાજો અને ડાક્ટરોને તેનો સંપુર્ણ અનુભવ આવ્યો છે અને તેથી તેઓએ પોતાની પ્રેક્ટીસમાં તેની વિવિધ બનાવટો પણ દાખલ કરી છે. કલકત્તાના એક પ્રખ્યાત ડૉક્ટર મી. પીઆરીશંકરદાસ ગુપ્તા એલ.

એમ, એન્ડ એસ. આ ઔષધ સબંધિ પોતાનો અનુભવ જાહેર કરતાં " પ્રેક્ટીકલ મેડીસીન " નામના પેપરમાં જણાવે છે કેઃ—

એક મારો દરદી હૃદયરોગ એટલે હાર્ટડીઝીઝથી પીડાતો હતો જેને આરામ નહી થવાથી મારી દવા મુકી દીધા પછી કવિરાજ ઇશ્વરચંદ્રસેનની દવા તેણે લીધી. આ દવા અર્જુન વૃક્ષમાંથી બનાવવામાં આવેલી હતી. જેનાથી તેને આરામ થયો, તેથી મેં પણ તેની છાલમાંથી ટીંકચર બનાવ્યું અને Cardiac & Vascular દરદોમાં તેને વાપર્યું. જેથી અજાયબ જેવો ગુણ થયો આ પછી આજ સુધીમાં આવી જાતના દરદથી રીબાતા બીજા અનેક દરદીઓમાં આ અર્જુન વૃક્ષનું ટીંકચર મેં વાપર્યું, છે અને તે દરેકમાં સંતોષકારક પરીણામ આવ્યું છે માટે હાર્ટ ડીઝીઝમાં તેને વાપરવાને હું મારા મિત્ર ડાકટરોને નિશંકપણે ભલામણ કરૂં છું.

અર્જુન વૃક્ષની છાલનો ઊકાળો પીવાથી કે ચૂર્ણ લેવાથી હાર્ટડીઝીઝ શાન્ત થાય છે એવું આપણે ગ્રથોમાં વાંચીએ છીએ, પરંતુ ખરા અર્જુનને બદલે સાદડ કે કડાયાને વાપરતાં ગ્રંથોક્ત ગુણ નહિ આવવાથી નિરાશ થઇએ છીએ. માટે દરેક વૈદ્યોએ ખરા અર્જુનની છાલ પ્રાપ્ત કરી વાપરવી ઘટે છે.

આ દેશમાં અર્જુનનાં વૃક્ષો થતાં નહિ હોવાથી ગુજરાતી વૈદ્યો તરફથી તેની ખાસ બનાવટો તૈયાર કરવામાં આવતી હોય તેમ જણાતું નથી, પરંતુ બંગાળા તરફના કવિરાજો તેની જે વિવિધ બનાવટો તર્ઇયાર કરી ઉપયોગમાં લે છે તેઓમાં નીચેની મુખ્ય છે.

પાર્થાદ્યરિષ્ટ—અર્જુનવૃક્ષની અંતર છાલ ચારસો તોલા,

દ્રાક્ષ બસો તોલા અને મહુડાનાં ફુલો એકસો તોલા લેઇ ૪૦૯૬ તોલા પાણી સાથે ઉકાળતાં જ્યારે ૧૦૨૪ તોલા પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેઇ તે પાણીમાં ચારસો તોલા ગોળ અને એંશી તોલા ધાવડીનાં ફુલોનું ચૂર્ણ મેળવી માટીની બરણી કે વાસણમાં ભરી મ્હોડું બંધ કરી એક મહીનો રાખી મુકયા પછી ગળી લેઇને ઉપયોગમાં લેવું.

દરરોજ સવાર સાંઝે આ ઓષધ એકથી ચાર તોલા જેટલું તેટલાજ પાણી સાથે મેળવીને પીવાથી હાર્ટડીઝીઝ અને ફેફસાના વ્યાધિઓ નાબુદ થાય છે.

કકુભાદિ ચૂર્ણ—અર્જુનની છાલ, ઘોડાવજ, રાસ્નાનાં મૂળ, કાંસકીનાં મુળ, ગંજેઠીના મૂળ, હરડે, પડકચુરો, ઉપલેટ, લીંડીપીંપર અને સુંઠ એ બધાં સરખા ભાગે લેઇ ખાંડી ચુર્ણ કરી દરરોજ સવાર સાંજે ૦। થી ०॥ તોલા જેટલું લેઇ ઘી સાથે મેળવીને ચાટવાથી હાર્ટ ડીઝીઝ દુર થાય છે.

હાર્ટ ડીઝીઝને દુર કરવા ઉપરાંત બીજા પણ કેટલાએક જે ખાસ ગુણો આ ઔષધિમાં રહેલા છે તેઓ સબંધિ વિવેચન કરતાં કવિરાજ હરલાલ ગુપ્ત પોતાના એક ગ્રંથમાં જણાવે છે કેઃ—

अर्ज्जुन वृक्षेर छाल हृद्रोगेर महौषध । हृत्पिंडेरं सकल पीड़ातेई वैधेराईहा व्यवहार करिया थाकेन । ईहारक्वाथद्‌वारा दुष्टक्षतस्थान धौतकरिले आरयूयपरस निर्गतहयना एवं क्षतस्थान शीघ्रसुकाइयाजायं । अस्थि भागिले ईहार क्वाथ

क्विम्वाचूर्णं सेवन करिले वेदना कमिया जाय एवं लग्नास्थि [illegible] ॥

અર્જુન વૃક્ષની છાલ એ હાર્ટડીઝીઝનું મહૌષધ છે માટે હૃદય પિંડનાં દરેક જાતનાં દરદોમાં વૈદ્યોએ એનો ઉપયોગ કરતા રહેવું એના ઉકાળાના પાણીવડે નહિ રૂઝાતાં ખરાબ વ્રણોને ધોવાથી પરૂ નીકળતું બંધ થાય છે અને ચાંદાનો ભાગ જલદી સુકાઇ જાય છે. હાડકાં ભાગી ગયાં હોય તો એની છાલનો ઉકાળો કિંવા ચૂર્ણ સેવન કરવાથી વેદના ઓછી થઇ જાય છે અને ભાગેલાં હાડકાં સંધાઇ જાય છે.

આ પ્રમાણે આ વૃક્ષમાં અનેક ઉત્તમ ગુણો રહેલા છે, અને તેથી તેની સત્યાસત્ય જાતિ બદલ નિર્ણય કરવા વિદ્વાન વૈદ્યો તરફથી પ્રયાસ થવો ઘટે છે.

---

## અરિઠા.

સં. અરિષ્ટક હિં. રીઠા, બં. રિટગાછ. મ. રિઠા, તૈ. કુકુડ, ફા. રિંદક, ઇં. so-ap nut લા. sapindas Trifoliatus.

વિવરણ—અરીઠાનાં વૃક્ષો સર્વત્ર થાય છે, તેમજ તેનાં ફળો કે જે પણ અરીઠાના નામે ઓળખાય છે તે રેશમી કપડાં ધોવાના કામમાં વપરાય છે જેથી દરેક સ્થળે પ્રસિદ્ધ છે.

ગુણ દોષ અને ઉપયોગ—અરીઠામાં ત્રિદોષને દુર કરવાના, નષ્ટાર્ત્તવને નાબુદ કરવાના, ઝેરને હરવાના, આધાશીશી, હિસ્ટીરીયા

અને અપસ્માર વિગેરેની બેશુદ્ધિ દુર કરવાના વિગેરે વિવિધ ગુણો રહેલા છે, જેથી અનેક દરદો ઉપર તેનો જુદી જુદી રીતે ઉપયોગ થાય છે, તેઓ પૈકી કેટલીએક રીતો નીચે મુજબ છે.

જુદી જુદી જાતનાં ઝેરો ઉપર—સર્પદંશ થવાથી અથવા તો અફીણ, વછનાગ, સોમલ, મોરથુથુ કે હરતાલ હોજરીમાં જવાથી ઝેર ચડેલું હોય તો બે, ત્રણ અરીઠા લેઇને પાંચ તોલા પાણીમાં નાંખી સારી પેઠે ઘસવાથી જ્યારે તે પાણીમાં અરીઠાનો કસ આવી ને ફીણ જેવું ઘાડું થાય ત્યારે તેમાંથી થોડુંક લઇ આંખમાં આંજવું અને બાકીનું પાઇ દેવું જેથી ઉલટી દ્વારા વિષ નિકળી જઇને આરામ થાય છે. જો કદાચ વિષનું જોર વધારે હોય અને એકાદ વખત આ પાણી પાવાથી ફાયદો ન જણાય તો થોડીવાર રાહ જોઇને ફરીથી પણ પાવું, અને એમ જરૂર જણાય તો ઝેર ઉતરતા સુધીમાં બે, ચાર વખત પણ તેનો ઉપયોગ કરવો.

સાપ, વીંછી કે કાનખજુરો જેવાં પ્રાણીઓના દંશમાં આંખમાં અંજન કરવા ઉપરાંત દંશની જગ્યાએ આ પાણીનાં પોતાં મુકવાનો પણ પ્રયોગ કરવો.

અરીઠાના પાણીના અંજનથી વિષ ઉતર્યા પછી આંખોમાં બળતરા બળે છે જે શાન્ત થવાને માટે આંખોમાં માખણ, કિંવા તાજા ઘીનું અંજન કરવું.

વિંછીના વિષ ઉપર—અરીઠાના એક ફળ ઉપરનો ગર્ભ લેઇ ઝીણો ઘસી ગોળમાં મેળવી તેની ત્રણ ગોળીઓ કરવી, અને દર પાંચ પાંચ મીનિટે એક, એક ગોળી ઠંડા પાણી સાથે આપવી વળી એક ફળને થોડા પાણીમાં ઘસીને તેનું આંખમાં અંજન કરવું.

દંશ ઉપર પોતું મુકવું, તેમજ જો તમાકુ પીવાની ટેવ હોય તો એક ફળના ભુકાને ચલમમાં નાંખીને પીવો જેથી તત્કાળ વિષ દુર થાય છે.

**અનંત વાયુ ઉપર**—સ્ત્રીઓને પ્રસવ થયા પછી એકાએક વાયુનો કોપ થવાથી માથું જડ થઇ ફરવા લાગે છે. આંખે અંધારાં આવે છે. દાંત ચોંટી જાય છે, બેશુદ્ધિ વધતી જાય છે અને આંચકી કે તાણની માફક વાયુના ઝટકા આવવા લાગે છે એવા સમયે આંખમાં અરીઠાને પાણી સાથે ઘસી તૈયાર કરવામાં આવેલા ફીણનું અંજન કરવાથી તત્કાળ વાયુનો કોપ દુર થઇ સાવધતા પ્રાપ્ત થાય છે.

**આધાશીશી ઉપર**—થોડાએક પાણી સાથે અરીઠાનું ફળ એકાદ, બે મરીઆંના દાણાને ઘસીને તેનાં નાકમાં ટીપાં નાંખવાથી નાસા વિરેચન થઇ નાકમાંથી પુષ્કળ પ્રવાહી ઝરી જાય છે અને માથાનો દુખાવો તેમજ આધાશીશી નાબુદ થાય છે. આધાશીશીના માટે તો આ દવા અત્યંત અકસીર છે એમ ઘણાખરા વૈદ્યોનું માનવું છે.

**હીસ્ટીરીયા અને અપસ્માર ઉપર**—એક ફળનો ગર્ભ કાઢી ગાયના દુધ કે પાણી સાથે ઘસીને નાકમાં ટીપાં નાંખવાથી તેમજ જો વિશેષ બેશુદ્ધિ હોય તો આંખમાં અંજન પણ કરવાથી બેશુદ્ધ પડેલો દરદી તરતજ સાવધ થાય છે.

**નષ્ટાર્તવ ઉપર**—અરીઠાનાં ફળોના બીજમાંથી જે મગજ નીકળે છે તને વાટી સોગઠી બનાવી સ્ત્રીની જનનેન્દ્રિયમાં ધારણ કરાવવાથી નષ્ટાર્તવ એટલે માસિક ઋતુ આવવામાં થયેલો અટકાવ

દૂર થાય છે. પ્રસવ થવાના સમયે આ સોગઠી ધારણ કરવાથી પ્રસવ થવામાં કોઇપણ કારણથી ઊત્પન્ન થયેલો વિલંબ દુર થઇ તત્કાળ પ્રસવ થાય છે, તેમજ સુવાવડ ગયા પછી દર માસે નિયમિત રીતે આવવો જોઇતો અટકાવ આવવામાં જો વિલંબ થયો હોય તો તેવા સમયમાં પણ આ સોગઠી ધારણ કરવાથી ગર્ભસ્થાન સતેજ થઇને નિયમિત રીતે અટકાવ આવવા લાગે છે. પ્રસવ થવામાં થતો વિલંબ દુર કરવાને માટે આવી રીતે સોગઠી ધારણ કરવાને બદલે ફળને પાણીમાં ઘસવાથી જે સાબુ જેવું ફીણ ઊત્પન્ન થાય છે તેમાં રૂનાં પોતાં બોળીને યોનિ ઉપર મુકવામાં આવે છે અને તેથી પણ તત્કાળ પ્રસવ થાય છે.

કફ ઉપર—અરીઠાના ફળનો ગર્ભ દર ટાઇમે ૧૦ થી ૨૦ ગ્રેન જેટલો ખાવો એટલે કઠીણ થઇ છાતીમાં સજ્જડ ચોંટી બેઠેલો કફ પાતળો થઇ સહેલાઇથી છુટવા લાગશે. આ ઊપરથી જણાશે કે અરીઠા જો કે વિવિધ કાર્યો માટે વપરાય છે તોપણ દેશી વૈદ્યકમાં તેની કોઇ ખાસ બનાવટ નક્કી કરવામાં આવેલી નથી, માત્ર ઊપર કહ્યા મુજબ આંખે આંજવામાં, નાકે સુંઘવામાં કે ઊલટી કરાવવામાં તેનો ઊપયોગ થાય છે. વળી ઊલટી કરાવવાને માટે તેનું જે પાણી તૈયાર કરવામાં આવે છે તેમાં અરીઠાનો ભાગ કેટલો આવવો જોઇએ તેનું પણ કંઇ નક્કી ધોરણ નથી, પરંતુ સાધારણ રીતે એવો નિયમ છે કે સાઠથી માંડીને એકસો વીશ ઘઊંભાર ગર્ભનો કસ તો પાણીમાં આવવોજ જોઇએ.

વૈદ્યક શાસ્ત્રમાં તો જો કે તેની ખાસનક્કી કરવામાં બનાવટો

આવી નથી, પરંતુ જડીબુટ્ટીઓને જાણનારા સાધુ, સંતો તેની જે કેટલીએક બનાવટો તૈયાર કરી રાખી યોગ્ય પ્રસંગે કામે લગાડે છે તેમાંની થોડીએક નીચે મુજબ છે.

**જડ્ડુંઇ નસ્ય**—અરીઠાનો ગર્ભ, નાક છીંકણી, કાયફળ, નવસાગર, ધોળાં મરીઆં, કુકડપાડાનાં અને અઘેડાના બીજ તથા વાવડીંગ એ બધાં સરખા ભાગે લેઇ વાટી ચૂર્ણ કરી રાખવું, અને જ્યારે જરૂર પડે ત્યારે તેમાંથી થોડું લેઇ તેમાં છીપનો ચૂનો સારી પેઠે મેળવીને સુંઘાડવું જેથી સળેખમ, શરદી, આદાશીશી, માથાનો દુઃખાવો, હાસ્ટિરીયા, વાઇ કે માથે લોહી ચડી જવાથી આવેલી બેશુદ્ધિ વિગેરે દુર થાય છે.

**ભૂત, પ્રેત નાશક અંજન**—સુંઠ, મરીઆં, લીંડીપીંપર, સાપની કાંચળીની રાખ, સાબુ, હિંગળોક, હિંગ, સરસડાનાં બીજ, અનશીલ, રાયણનાં બીજ અને મોરથુથુ એ સરખા ભાગે લેઇ લસણ અને તુળસીના રસમાં ખરલ કરી ગોળી બનાવી રાખવી અને તેને અરીઠાને પાણીમાં ચોળી તૈયાર કરેલા ફીણમાં ઘસી અંજન કરવું. હિસ્ટિરિયા, વાઇ વિગેરેની બેશુદ્ધિ, અનંત વાયુ, વાયુને લીધે ભૂત, પ્રેત કે ડાકણના વળગાડને મળતાં થતાં ચિન્હો વિગેરે શાન્ત થાય છે.

**રજઃ પ્રવર્ત્તક સોગઠી**—કડવી તુંબડીનો ગર્ભ, ઇંદ્રવારણીના મુળનું ચૂર્ણ, સાટોડીનાં બીજ, મીંઢોળના બીજ અને અરીઠાનો ગર્ભ એ બધાં સરખા ભાગે લેઇ ચૂર્ણ કરી ગોળમાં મેળવી સોગઠી બનાવી રાખવી. આ સોગઠી ધારણ કરવાથી નષ્ટાર્ત્તવ દુર થાય છે.

**સ્નાન રજ**—અરીઠાના વૃક્ષની છાલ, પાંદડાં તેમજ ફળનો

ગર્ભ સરખા ભાગે લેઈ ખાંડી ચૂર્ણ કરીને રાખવું. આ ચૂર્ણ પાણી સાથે ઉકાળીને તે પાણીનો ઢોરના શરીરે લેપ કરવાથી તેઓના શરીર ઉપર પડેલી જુ ખરી જાય છે એટલુંજ નહિ પરંતુ મનુષ્યો જો આ પાણીથી સ્નાન કરવાનો અભ્યાસ રાખે તો તેઓના શરીર ઉપર થયેલી ખરજ, લુખસ, ઝીણી ફોલ્લીઓ વિગેરે દુર થાય છે.

ત્રિદોષ વિષહર વટિકા—અરીઠાનો ગર્ભ, અંકોલના મૂળની છાલ, સમુદ્ર ફળનાં બીજ, વિષ્ણુક્રાન્તા ( કાળી ગરણી ) નાં બીજ અને કડવા તુરીયાનાં બીજ એ બધાં સરખા ભાગે લેઇ ચૂર્ણ કરી તુળસીના રસમાં ખરલ કરીને બે, બે વાલની ગોળીઓ વાળવી અને રોગીની શક્તિનો વિચાર કરીને દર વખતે એકથી ચાર ગોળીઓ સુધી લેઇ ગરમ પાણી સાથે આપવી, જેથી ઝાડો ઉલટી થઇ કફ, પિત્ત વિગેરે ત્રણે દોષોની શુદ્ધિ થઇ મહા ઉગ્ર સન્નિપાત પણ દુર થાય છે, એટલુંજ નહિ પરંતુ આ ઔષધિનો જો સમજીને ઉપયોગ કરવામાં આવે તો સર્પ દંશ, હડકવા વિગેરે જંગમ ઝેરો તેમજ સોમલ, અફીણ, વછનાગ વિગેરે સ્થાવર વિષોનો વિકાર પણ નાબુદ થાય છે.

---

## એખરો.

સં. કોકિલાક્ષ, ઇક્ષુગંધા. હિં. કુલિયા કંટા, તાલમખાના. મ. વિખરા, તાલમખાના. બં. કુલે ખાડા, કુલે કાંટા. ગુ. એખરો, તાલમખાનુ. લા. Hygrophiba spinosa.

વિવરણ—એખરાના છોડવાઓ ઘણું કરીને જ્યાં આગળ વર્ષાદનું પાણી ભરાઇ રહેતું હોય એવા ખાડા ખાબોચીઆઓમાં

અને નદી, નાળાંના સ્થિર પાણીના કિનારે ઉગતા હોઈ તે બેથી પાંચ ફીટ ઉંચા વધે છે, અને તેઓ જ્યાં ઉગે છે ત્યાં આગળ ઘણું ભાગે જથાબંધજ હોય છે. એની ડાંડીઓ અને શાખાઓને શેરડીની માફક ગાંઠો હોય છે. પાંદડાં બેથી સાત ઈંચ લાંબા અને ૦ાથી દોઢ ઈંચ પહોળાં હોય તેની બન્ને સપાટીઓ ઉપર વાળની રૂંછાંઓ આવેલી હોય છે. આ પાંદડાં પૈકી બે પાન સહુથી લાંબાં હોય છે અને બીજાં તેથી ન્હાંનાં અને નજીક, નજીક આવેલાં હોય છે જેથી પાનનો ગુચ્છો. ડાંડી કે શાખાની ગાંઠ ઉપર આવેલો હોય તેમ દેખાય છે એનાં ફુલની દડી પણ એ પાંદડાંની અંદરજ આવેલી હોય દરેક દડીમાં પાસે પાસે ઘણાં ફુલો આવેલાં હોય તેમાં એકથી દોઢ ઈંચ લાંબા ભુરાસ લેતા પીળા રંગના કાંટા હોય છે. આ કાંટાઓ અને ફુલોની દડીઓ પણ ગાંઠો ઉપરજ આવે છે તેથી એને ગાંઠે ગાંઠે દડી અગર ફુલી જેવું દેખાય છે. ફુલો ફીકા આસમાની કે જાંબુડા રંગનાં હોય તેઓ શિયાળાની મોસમમાં આવે છે, અને પછી તેમાંથી ડાંગરના દાણા જેવાં ફળો ઉત્પન્ન થઈ તેમાં ચપટાં, કાળાશ લેતા ભુરા રંગનાં પરંતુ અંદરથી સફેદ બારીક બીયાં તૈયાર થાય છે. એ બીયાંને થોડીએક વાર મહોડામાં રાખવાથી ચીકણા લાગે છે અને પાણીમાં નાંખવાથી જળની સપાટી ઉપર શુંદર જેવો ચીકણો લુવાબ પસરે છે.

ગુણ દોષ—એખરો મધુર, શીતળ, રૂચિકારક, બળકારક, ભારે, વીર્યવર્ધક, ખાટો, કડવો, ચીકણો, ચીકટો તથા આમ વાયુનો ઝાડો, તૃષારોગ, પથરી, પત, પ્રમેહ, સોજા, આમ રક્ત, અને પિત્ત પાંડુ વિગેરેને મટાડનારો છે એવું પ્રાચીન વનસ્પતિ શાસ્ત્રવેત્તાઓ

જણાવે છે, અને તેથી એવાં દરદો ઉપર વૈદ્ય લોકો તેનો સવાયો ઉપયોગ કરે છે; પરંતુ તેમાં ખાસ ગુણો કીયા રહેલા છે તે બદલ આધુનિક વિદ્વાનોનો અભિપ્રાય નીચે મુજબ છે.

આ ઔષધિમાં મુત્રરેચક ગુણ ઘણો ઉત્તમ પ્રકારે રહેલો છે, અને તેથી તેનાં મુળીઆંનો ઉકાળો કરીને આપવાથી જળોદરના દરદમાં અકસીર ફાયદો બતાવે છે. એક દરદીને ૭ દિવસ સુધી આ ઉકાળો દર બે, બે કલાકે આપવામાં આવ્યો તો તેને પ્રથમ ચોવીશ કલાકમાં થઇને ૪૦ થી ૮૦ રૂ. ભાર જેટલો પેશાબ આવતો હતો તેને બદલે ૪૫૦ તોલા એટલે દશ, બાર શેર પેશાબ આવવા લાગ્યો અને એ રીતે પેટમાં સંચય થયેલું પાણી નીકળી જઇને દરદી રોગ મુક્ત થયો.

એનો ઉકાળો તઇયાર કરવાની રીત એવી છે કે અઢી તોલા મુળીઆં લેઈ ખાંડી ભોખરાં કરીને ૫૦ તોલા પાણી સાથે ઉકાળતાં જ્યારે ૩૬ રૂા. ભાર પાણી બાકી રહે ત્યારે ઉતારી ગળી લેવું અને પછી તેમાંથી દર બેકલાકે અઢીથી ચાર તોલા જેટલું આપવું.

મદ્રાસના ડોકટર ફ્રિકપાટ્રિક અને મુંબાઇ ઇલાકાના ફોરેસ્ટ ડોકટર ગિબસન જણાવે છે કે:—અશક્ત. નિરક્ત અને અતિ દુર્લભ જળોદરના રોગીઓ ઉપર આ વનસ્પતિનો કવાથ વાપરીને ઉત્તમ સફળતા પ્રાપ્ત કરવામાં આવી છે, બીજી મુત્રલ ઔષધિયોની સાથે ભોખરાનાં મુળીઆં મિશ્રણ કરીને વાપરવાથી પણ એક આઠવાડી-આની અંદર પેશાબ ત્રણ ચાર ગણો આવવા લાગે છે અને જળો-દર તેનજ ચામડીનો સોજો દૂર થઇ દરદીને આરામ થાય છે,

"મેટીરીયા મેડિકા ઑફ ઈન્ડિયા" નામે પ્રસિદ્ધ ગ્રંથના કર્તા જણાવે છે કે:—

The root is demulcent and diuretic, and given in dropsy, gonorrhoea, hepatic obstruction, Rhenmatism, and in urinary affections.

તાલમખાનાનાં મૂળીઆં સ્નિગ્ધ અને મૂત્રલ છે, અને તે જળોદર, પ્રમેહ, યકૃત્ વિકૃતિ, સંધિવા અને મૂત્રકૃચ્છ્રમાં આપવામાં આવે છે.

ડૉક્ટર ચૉરિંગ, એન્સલી વિગેરે જણાવે છે કેઃ—એના આખા છોડવાને બાળી રાખ કરી તે રાખને કપડે ચાળી લેઇને પછી સુંદર શીશીમાં ભરી રાખવી અને જળોદર વિગેરે દરદોમાં ઉપાય કરવાને માટે તાજાં મૂળીઆં ન મળી શકે તો આ ભસ્મ એક ચમચા પૂર લેઇને દશ તોલા પાણીમાં નાંખી સારી પેઠે હલાવીને પછી તે પાણી દર વખતે એક અધોળ પવું. એ પ્રમાણે દિવસમાં ચાર વખત આપવાથી પણ ઉત્તમ ફાયદો થાય છે.

મહેરબાન નાડકર્ણી સાહેબ જણાવે છે કેઃ—

The root is a cooling bitter tonic and a reputed diuretic and demulcent, employed in The form of decoction (1 ounce in one pint of water boiled for ten minutes) in rhenmatism, in diseases of the genito urinary tract and in dropsical affections. The leaves and seeds are also ragarded as demulcent and diuretic, useful in jaundice and anasarca. The ashes of the

plant are also used as a diuretic in dropsy. The following preparation is highly recommended by Dr. Kuny Lal Dey:—

Take of freshly dried Asteracantha leaves, 2 ounces; distilled water 16 ounces; Macerate for three days; press and strain, of this the dose is from one to three table spoonfuls in water thrice daily.

એનાં મૂળીઆં શીતળ, કટુ પાષ્ટિક અને મૂત્રલ તથા સ્નિગ્ધ તરીકે અત્યંત પ્રસિદ્ધ છે, અને તે ઊકાળાના સ્વરૂપમાં એટલે એક અધોળ મળીઆંને ૫૦ તોલા પાણી સાથે દશ મિનિટ ઊકાળીને પછી નીચે ઊતારી ગળી લેઇને સંધિવા, મૂત્રમાર્ગ અને જનનેન્દ્રિયનાં દરદો અને જળોદરમાં વપરાય છે. એનાં પાંદડાં અને બીજ પણ સ્નિગ્ધ અને મૂત્રલ મનાય છે અને તે પણ કમળો, તથા સોજા સાથેના જળોદરમાં ઉપયોગી છે. વળી આખા છોડવાની રાખ પણ મૂત્રલ તરીકે જળોદરમાં વપરાય છે. ડૉક્ટર કન્હૈયાલાલ કે તેની બીજી બધી બનાવટો કરતાં નીચેની બનાવટની મજબુત રીતે બલામણ કરે છે.

એખરાનાં તાજાં સુકવેલાં પાંદડાં પાંચ રૂ. ભાર લેઇ ૪૦ તોલા ડીસ્ટીલ્ડ વૉટર એટલે પીવાના દારૂની માફક ગાળી કાઢેલા વરાળ જળ સાથે ત્રણ દિવસ સુધી ભીંજવી રાખી પછી સારી પેઠે ચોળી, મસળી, દાબીને ગળી લેવું અને પછી દિવસમાં ત્રણ વખત દરેક સમયે આ પ્રવાહી એકથી ત્રણ મોટા ચમચા ભરીને આપવું.

આધુનિક શોધકો ઉપર મુજબ આ ઔષધિનો જે, જે દરદો ઉપર ઉપયોગ કરવાનો સાનુભવિક અભિપ્રાય આપે છે, તેને મળતો જ પ્રાચીન આચાર્યોએ પણ ઉપયોગ કરેલો જણાય છે.

ચક્રદત્ત જણાવે છે કેઃ—"शोथनुत् कोकिलाक्षस्य भस्म मूत्रेण वाऽम्भसा" એખરાની રાખ ગૌમૂત્ર કિંવા પાણી સાથે આપવાથી સોજાને દુર કરે છે.

વાગ્ભટ જણાવે છે કેઃ—

कोकिलाक्षकनिर्यूहः पीतस्तच्छाक भोजिना ।
कृपाभ्यास इव क्रोधं वातरक्तं नियच्छति ॥

તાલમખાનના છોડવાનો રસ કાઢીને પીવો અને તે પીવાથી અને તેનાં પાંદડાંનું શાક ખાઇને રહેવાથી જેવી રીતે કૃપા રાખવાની ટેવ ક્રોધને જીતે છે તેવીજ રીતે પતનું દરદ દુર થાય છે. ( પાંદડાંને ઘીમાં જીરાથી વધારીને ભાજી બનાવવી અને તેમાં થોડો એક ગરમ મસાલો નાંખવો, તેલ, મરચું, ખટાશ વિગેરે ખાવાં નહિ )

બંગસેન જણાવે છે કેઃ—એનાં મૂળ અને સાકર સરખા ભાગે લેઇ મહોડામાં ચાવતાં જે રસ ઉત્પન્ન થાય તેને કાનમાં રેડવાથી પ્રસવ સમયે પીડાતી સ્ત્રીને તત્કાળ પ્રસવ થાય છે.

હારીત કહે છે કેઃ—એનાં મૂળીઅનો ઉકાળો કરીને પીવાથી અથવાતો મૂળીઆને માથામાં બાંધવાથી ઘણા દિવસથી ઉડી ગયેલી ઉંઘ પાછી આવે છે.

ચરક જણાવે છે કેઃ—ગોખરૂ, એખરો અને એરંડાનાં મૂળ દુધમાં ઘસીને પીવાથી મૂત્રકૃચ્છ્ર, મૂત્રાઘાત તથા પથરી દુર થાય છે.

સંસ્કૃત તથા બીજા સદ્વૈદો જણાવે છે કેઃ—તાલમખાનાનાં બીજ, કૌંચબીજ, ગોખરૂ, બળબીજ, કાળી મુસળી, શતાવરી, સાલમમિશ્રી, ચોપચીની, બદામ, ચારોળી, પીસ્તાં, ખસખસ, એલચી, કેસર, લવિંગ, જાયફળ, જાવંત્રિ, તજ અને ગળોનું સત્વ એઓનું ચૂર્ણ કરી દરરોજ સવાર, સાંઝ ના તોલા જેટલું લેઇ ઘી અને સાકરમા મેળવી ચાટી જઇ ઉપર તરવતું દોહેલું ગાયનું દુધ પીવાથી ધાતુપૃષ્ટ થાય છે.

---

## કપાસ.

સં. કાર્પાસી. હિં. કાપાસ, રૂઇ, વિનોલા. મ. કાપસી, કરપૂસ. ગુ. કપાસ. બં. કાપાસ. લા. Gossypium Indicum. ઇ. Indian cotton plant.

વિવરણ—કપાસના રૂમાંથી સુતરાઉ કપડાં થતાં હોવાથી હિંદના દરેક ભાગમાં તેનું પુષ્કળ પ્રમાણમાં વાવેતર થાય છે જેથી સર્વત્ર પ્રસિદ્ધ છે.

ગુણદોષ—કપાસ મધુર, શીતળ, ધાતુને વધારનાર, પિત્ત અને કફનો નાશ કરનાર, તૃષા, દાહ, ભ્રાન્તિ, શ્રમ અને મુર્છાને હરનાર તથા હૃદયને બળ આપનાર છે એમ પ્રાચીન આચાર્યોએ કહેલું છે, પરંતુ આજકાલના શોધકોને એ ઉપરાંત તેમાં જે ગુણો માલમ પડ્યા છે તે નીચે મુજબ છે.

"ઇન્ડીઅન ડ્રગ્સ ઍન્ડ પ્લૅન્ટ" નામે પ્રસિદ્ધ ગ્રંથના કર્તા જણાવે છે કેઃ—અમેરીકાના યુનાઇટેડ સ્ટેટમાં કપાસનાં બીજ

એ ઇન્ટરમીટન્ટ ફીવર ( એકાંતરીઆ, ચોથીઆ વિગેરે મુદ્દતી તાવો) ના નામે લોકપ્રિય ઇલાજ છે અને તે અત્યંત ફાયદા ભરી રીતે વાપરવામાં આવે છે. એક શેર બીયાં લેઇ દશ શેર પાણી સાથે ઊકાળવામાં આવે છે અને જ્યારે બશેર પાણી બાકી રહે છે ત્યારે ઊતારી ગાળી લેઇ તેમાંથી એક મોટો ચમચો ભરીને ટાઢ આવવાના સમયથી એકાદ, બે કલાક પહેલાં આપવામાં આવે છે.

એનાં મુળીઆંમાં રૂતુત્પાદક ગુણ રહેલો છે અને તેથી કષ્ટાર્ત્તવ તેમજ ઠંડીને લીધે બંધ પડેલા માસિક રૂતુ ધર્મમાં ઉપયોગી છે. પ્રસવ સમયની પ્રાથમિક સ્થિતિમાં તેને આપવાથી વેણુ આવવાની ક્રિયાને સહાય કરી જલદી પ્રસવ કરાવે છે. આ કામ માટે તે "અરગટ" નામની ઇંગ્રેજી દવા કરતાં વધારે ઉત્તમ છે, કેમકે તે જો વધારે પ્રમાણમાં આપવામાં આવે છે તોપણ અરગટ પ્રમાણે માફક પાછળથી કંઇ પણ અનિષ્ટ ઉપદ્રવ થવાની ધાસ્તી રહેતી નથી.

કષ્ટાર્ત્તવ અને માસિક રૂતુ ધર્મ બંધ થયો હોય તેના માટે એનાં મુળીઆંની છાલ દશ રૂા. ભાર લેઇને એકસો તોલા પાણી સાથે ઊકાળતાં જ્યારે પચ્ચાસ તોલા પાણી બાકી રહે ત્યારે ઊતારી ગળી લેવું અને રૂતુ ધર્મ આવવાના સમયમાં દર વીશ કે ત્રીશ, ત્રીશ મિનિટે પાંચ પાંચ તોલા જેટલું પાવું.

"મેટેરિઆ મેડિકા ઑફ ઇન્ડિઆ" ના કર્તા ડાક્ટર આર. એન. ખોરી જણાવે છે કેઃ—

Decoction of the root bark is used as abortifacient, emmenagogue and oxytocic, it increases

labour pains during delivery, and is given amenorrhoea, dysmenorrhoea, uterine haemorrhages.

એનાં મુળીઆંની છાલનો ઊકાળો ગર્ભસ્રાવ અને ૠતુ વધારવાની અસર સારૂં વપરાય છે, પ્રસવના સમયમાં આપવાથી વેણુ આવવાની ક્રિયામાં તે વધારો કરે છે અને તેથી નષ્ટાર્ત્તવ, કષ્ટાર્ત્તવ ગર્ભાશયમાં લોહી પડવું વિગેરે દરદોમાં આપવામાં આવે છે.

આ ઉપરથી સમજાય છે કે કપાસના મુળીઆંમાં "અર્ગટ" નામની વિદેશી દવાના જેવા ગુણો રહેલા છે અને વળી વિશેષ પ્રમાણમાં આપવામાં આવે તો પણ કંઇ માઠી અસર થવાનો ભય નથી, માટે પૈસા ખર્ચી અર્ગટ વહોરવા કરતાં મફત મળતી આ ઓષધિનો ઉપરોક્ત દરદો ઉપર ઉપયોગ કરવો એ વિશેષ હિતાવહ છે.

આ સિવાય વળી સ્ત્રીઓનું શ્વેત પ્રદર અને પુરૂષોના પ્રમેહના દરદમાં પણ આ ઓષધી સારો ફાયદો કરે છે, અને તે એવી રીતે વપરાય છે કેઃ—નરમા કપાસનાં પાંદડાનો રસ એક શેર, ભોંયકાંસકીનાં પાંદડાંનો રસ એક શેર, તથા કોઠીનાં પાંદડાંનો રસ એક શેર, તથા પાંચ તોલા પાષાણભેદ, અઢી તોલા રૂમી મસ્તકી એક તોલો ગળો સત્વ, નામકેસર ૦॥ તોલો, તેમજ અઢી તોલા માયાનું ચૂર્ણ લેઇ એ બધાને બશેર પાણીમાં નાંખી એક રાતવાસો રહેવા દેઇ સારી પેઠે ચોળી મસળીને ગાળી લેવું અને પછી તેમાંથી દિવસમાં ત્રણ વખત દરેક ટાઇમે પાંચ તોલા જેટલું લેઇ સાકર નાંખીને પીવું, જેથી સાત દિવસમાં પ્રદર અને પ્રમેહનું જુનું હઠીલું દરદ નાબુદ થાય છે. આ પ્રયોગ ચાલતો હોય ત્યારે ખોરાકમાં માત્ર સાઠીચોખાનો

મીઠામોળો ભાત, અને મગનું ઓસામણ એ બે સિવાય બીજું કંઇ પણ લેવું નહિ.

સારા પાકેલા કપાસીયા એટલે કપાસનાં બીજ લેઇ તેને ગરમ પાણીમાં બાફવાં અને એ કપાસનાં બીજ જેટલાંજ એરંડાનાં બીજ લેઇ તેને જરા શેકી તેનાં ફોતરાં ઉતારી નાંખવાં અને એ બન્ને જાતનાં બીજને ખાંડણીથી ખાંડવાં, પછી એક માટલામાં અર્ધ સુધી પાણી ભરી ઉકાળતાં સારી પેઠે ગરમ થાય ત્યારે તેમાં કપાસ અને એરંડાનાં બીજને ખાંડીને કરેલું મીશ્રણ નાંખવું જેથી પાણીની સપાટી ઉપર તેલ તરી આવશે, જે રૂના પુમડા વડે લેઇ લેઇ બીજા વાસણમાં નીચોવી લેવું અને તેને બે, ચાર દિવસ સૂર્યના તાપે રાખવું જેથી તેમાંથી પાણીનો અંશ ઉડી જશે અને કોપરેલ કે ઘી જેવું સ્વચ્છ તેલ રહેશે. આ તેલ બાળકની ઉમરના પ્રમાણમાં ૦ાથી એક તોલા જેટલું લેઇ પતાસાના ભુકા સાથે આપવાથી પેટમાંના સડેલા મળને બહાર કાઢી બાળકોના ભાર રહેવાના દરદને દુર કરે છે.

---

## કાસુંદરો.

સં. કાસમર્દ, કાસારિ, હિં. કસોંદી, બં. કાલકાસુન્દા, અ. કાસવિંદા, લા. Cassia Sophera, C. O—ccidentalis.

વિવરણ—કાસુંદરાનાં ઝાડવાં ચોમાસે ઘણાં ઉગી આવે છે અને કેટલીએક ભેજવાળી જગ્યામાં તે બારે માસ પણ હોય છે. હિંદના દરેક ભાગમાં તેની ઉત્પત્તિ થતી હોવાથી આ વનસ્પતિ

સર્વત્ર પ્રસિદ્ધ છે અને તેથી તેની વિશેષ ઓળખાણ આપવાની અગત્ય નથી.

ગુણદોષ—આ વનસ્પતિની કાસુંદરો, કાસુંદરી, કાળી કાસુંદરી વિગેરે એ ત્રણ જાતો પ્રસિદ્ધ છે, પરંતુ તે બધીમાં ઘણું કરીને એક સરખા ગુણોજ રહેલા છે, પ્રાચીન નિઘંટકારોના મત પ્રમાણે તો તેમાં વાયુ, પિત્ત અને કફ દુર કરવાના અર્થ અને વિષને હરવાના, આમને પાચન કરવાના તથા કંઠને શોધવાનાજ ગુણો રહેલા હોય એમ સમજાય છે, પરંતુ જડીબુટીઓ સબંધિ અનુભવ લેનારા દેશી, વિદેશી વિદ્વાનોને એ ઉપરાંત તેમાં બીજા પણ જે, જે ઉત્તમ ગુણો અનુભવવામાં આવ્યા છે તે નીચે મુજબ છે.

વૃશ્ચિક વિષહર જાદુઇ ફુંક–ચક્રદત્ત જણાવે છે કે:—

यः कासमर्द मूलं वदने प्रक्षिप्य कर्णे फुत्कारम् ।
मनुजो दधाति शीघ्रं जयतिविषं वृश्चिकानांसः ॥

કાસુંદરાનું મૂળ મ્હોડામાં ચાવીને પછી જેને વીંછી કરડ્યો હોય તેના કાનમાં વારંવાર ફુંકો મારવાથી તત્કાળ વિષ વેદના શાન્ત થાય છે.

આયુર્વેદીય કૉફી—કાસુંદરાનાં બીજ શેકીને ખાંડી જાડી ભૂકી કરવી. આ ભૂકીનો કૉફીના બદલે ઉત્તમ રીતે ઉપયોગ કરી શકાય છે, અને વળી ઘણા દિવસ સેવન રાખવાથી પણ કૉફીની માફક કોઈ પણ જાતનો ઉપદ્રવ ન કરતાં ખાંસી, દમ, પ્રમેહ, ખસ, દાદર, ખરજવાં વિગેરે દરદો ઉપર ઉત્તમ અસર કરે છે, તેમજ પાચનશક્તિને વધારે છે.

ફેશનની રીશીઆરીમાં ફસાઇ વિદેશી કૉફી પીવાના છંદમાં પડેલાં મનુષ્યોમાં કૉફીનાં માઠાં પરીણામની ખાત્રી થયા છતાં પણ જો તેના વ્યસનથી મુક્ત થવાનું બળ ન હોય તો છેવટે આ કૉફીનું સેવન કરવાની સલાહ આપીએ છીએ. પરંતુ આયુષ્ય અને આરોગ્યનું સત્યાનાશ વાળનારી એ કૉફીનો તો એકદમ ત્યાગજ કરશે એવી આશા છે.

The bark, leaves and seeds are cathartic in action, They are useful in cough and whooping cough; the dose of the leaves is go grains, the root or poudered seeds is viewed as a specific for ring worm, also for dhobie itch; it is given internally as an expectorant for coughs, given with black pepper the root is a remedy for snakebite, Bark in infusion or the powdered seeds with honey are given in diabetes the ointment of the bruised seeds, leaves and sulphur or the root bark ground into a paste with honey is an application for ring worm and psoriasis.

એનાં મુળીઆંની છાલ, પાંદડાં અને બીજ એ બધાં રેચક ગુણ ધરાવે છે અને તેઓ કફ અને ઊટાંટીઆની ચેપી ઊધરસમાં ઉપયોગી છે. પાંદડાંનું ચૂર્ણ આપવાનું માપ અર્ધા તોલાનું છે. એનાં મુળીઆં અથવા તો બીયાંના ચૂર્ણમાં દાદર અને ખસને નાબુદ

કરવાનો ખાસ ગુણ જોવામાં આવ્યો છે. વળી તે કફને બ્હાર કાઢવા સારૂ પણ આપવામાં આવે છે. એનાં મુળીઆંને કાળાં મરીઆં સાથે આપવાં એ સર્પદંશનો ઇલાજ છે. મુળીઆંની છાલનો ચાહા અથવા તો બીયાંનું ચૂર્ણ મધ સાથે મેળવીને મધુમેહમાં આપવામાં આવે છે. એનાં બીજ, પાંદડાં અને મુળીઆંની છાલને ખાંડીને કરેલું ચૂર્ણ, અને ગંધક સમ ભાગે લેઇ મધમાં મેળવીને દાદર, ખસ અને વાંસામાં થયેલાં ખરજવાં ઉપર ચોપડવામાં આવે છે અને તેથી રામબાણ ફાયદો થાય છે, કેમકે તેમાં ક્રાઇસોફેનિક એસિડ રહેલો છે. આ ઉપરાંત વળી તેમાં મેગ્નેશીયમ, સલફેઇટ, અને કેલસ્યમ ફોસ્ફેટ તથા કેલશીયમ સલ્ફેટ આથર્જ વિગેરે તત્ત્વો પણ રહેલાં છે અને તેથીજ ખાસી, પ્રમેહ વિગેરે દરદોને દુર કરવાની તથા રેચક શક્તિ ધરાવે છે.

રસકપુરનું શોધન—રસકપુરને એક મહીના સુધી કાસુંદરાના રસમાં ખરલ કરવાથી ઊત્તમ રીતે શુદ્ધ થાય છે. એ રસકપુર દરરોજ સવારે તથા સાંઝે એક, એક ચોખાપુર લેઇને દહીંમાં મેળવીને દરદીને બે દિવસ ખવડાવવું, અને ત્યારબાદ બે દિવસ સુધી તેનું સેવન બંધ કરવું, બે દિવસ બંધ કર્યા બાદ ફરીથી પાછું બે દિવસ ખવડાવવું અને પાછું બે દિવસ બંધ કરવું. એ પ્રમાણે વ્યવસ્થા કરવાથી ચૌદ દિવસમાં ઉપદંશ એટલે રંડીબાજીથી થયેલી ગરમી નાબુદ થાય છે અને મ્હોડું આવતું નથી.

આ પ્રયોગ ચાલતો હોય ત્યારે આહારમાં માત્ર ઘઊંની રોટલી, ભાત, દુધ અને ઘી એટલીજ ચીજો ખાવી. મીઠું, મરચું, ખટાશ, તેલ, ગોળ વિગેરે ચીજો બિલકુલ વાપરવી નહિ.

પ્રવાલ ભસ્મ—પાંચ તોલા પરવાળાં લેઈને તેઓને કાસું-દરાનાં પાંદડાંના એક શેર રસ સાથે ખરલ કરી સુકાઈ જાય ત્યારે શરાવલાંના સંપુટમાં બંધ કરી ગજપુટની અગ્નિમાં ફુંકવાથી ઉત્તમ પ્રકારની સફેદ ભસ્મ થાય છે, જે બાળકોની ઉટાંટીઆની ખરાબ ખાંસીમાં ૦ા થી એક રતી જેટલી દર ટાઇમે આપવાથી અકસીર ફાયદો બતાવે છે.

---

## કેસરી ચંપો.

સં. ચંપક, હેમપુષ્પ, ભ્રમરાતિથિ, હિં. ચંપા, બં. ચાંપા, અ. સોન ચાંપા, પિંવળાચાંપા, ગુ. પીળો ચંપો, રાય ચંપો, કેસરી ચંપો, લા. Michelia Champaca.

વિવરણ—કેસરી ચંપાનાં ઝાડ મોટાં થતાં હોઈ એનાં પાંદડાં રામફળીના જેવાં હોય છે. ફુલો અત્યંત સુગંધિયુક્ત અને પીળા રંગનાં હોય છે જેથીજ તેને પીળા કિંવા કેસરી ચંપાના નામથી ઓળખવામાં આવે છે. નેપાળ, બંગાળા, આસામ અને બ્રહ્મદેશમાં એનાં વૃક્ષો કુદરતી રીતેજ ઉત્પન્ન થાય છે, અને બીજા દેશોમાં એનાં ફુલોના માટે બગીચાઓમાં ઉછેરવામાં આવે છે જેથી સર્વત્ર પ્રસિદ્ધ છે.

ગુણદોષ અને ઉપયોગ—આર્ય વૈદ્યકશાસ્ત્રમાં તો ચંપાને કડવો, તીખો, તુરો, મધુર, શીતળ તથા વિષ, કૃમિ, મુત્રકૃચ્છ્ર, કફ, વાયુ, કોઢ અને રક્તપિત્તને દુર કરનારો માનવામાં આવ્યો છે, પરંતુ જડીબુટ્ટીઓ સબંધિ શોધખોળ કરનારાઓને તેમાં જે, જે ગુણો માલમ પડયા છે તે નીચે મુજબ છે.

મદ્રાસના ડૉકટર ખાન બહાદુર મુહદ્દીન શેરીફ જણાવે છે કે:–

ચંપાનાં ફુલ ઉત્તેજક, તાજા તથા આંચકીને દુર કરનાર, પુષ્ટિદાયક, અગ્નિદીપક તથા વાયુનાશક છે, અને તેની છાલમાં જ્વર નાશ કરવાની શક્તિ રહેલી છે, જેથી જુદી જુદી જાતના તાવોમાં તેનો ઉપયોગ લાભકારક નીવડે છે.

એનો ઉપયોગ કરવાની રીત એવી છે કે ચંપાની છાલ અઢી તોલા લેઇને તેને એક સો તોલા પાણી સાથે ઉકાળતાં જ્યારે પચ્ચાસ તોલા પાણી બાકી રહે ત્યારે ઉતારી ગળી લેવું. તાવ આવવાના વખત પહેલાં શરૂ કરીને દર બે, બે કલાકે પાંચથી સાત તોલા જેટલું પાવું.

" ઇન્ડીઅન પ્લૅન્ટસ એન્ડ ડ્રગ્સ " ના કર્તા જણાવે છે કે:–

The bark is bitter and aromatic and regarded as antiperiodic in doses of 10 to 30 grains or as decoction in two to three ounce doses.

એની છાલ કડવી અને ખુશબોદાર છે, અને તે ચૂર્ણના રૂપમાં દસથી ત્રીશ ઘઉંભારના પ્રમાણમાં અથવા તો ઉકાળાના જળ તરીકે પાંચથી સાડાસાત તોલાના પ્રમાણમાં આપવાથી તાવને દુર કરનાર બનાએલી છે.

આ ઉપરથી જણાશે કે ચંપાની છાલ જુદી જુદી જાતના ટાઢીઆ તાવોમાં ઘણો ઉત્તમ ફાયદો બતાવે છે. અને તે માત્ર નવિન જ્વરમાંજ નહિ પરંતુ જીર્ણ જ્વર અને તેના લીધે ઉત્પન્ન થયેલાં પાંડુ, કમળો, બરોળ વિગેરે દરદોમાં પણ અકસીર ફાયદો

ફરતી હોવાથી બંગાળા તરફના વૈદ્યો તેની વિવિધ બનાવટો વાપરતા આવ્યા છે, એ બનાવટો પૈકી એકાદ, એની રચના એવી છે કેઃ—

गुडुच्यतिविषा शुण्ठी भूनिम्बं यवतिक्तकम् ।
मुस्तं कणा यवक्षारः कासीसं भ्रमरातिथिः ॥
एतेषां समभागेन चूर्णमेव विनिर्दिशेत् ।
यकृत् प्लीह पाण्डुरोग मग्निमान्द्यमरोचकम् ॥
ज्वरमष्टविधं हन्ति साध्यासाध्य मथापिवा ।
नानादोषोद्भवश्चैव वारीदोष भवं तथा ॥
विरुद्ध भैषजभवं ज्वरमाशुव्यपोहति ।

ગળો, અતિવિખની કળી, સુંઠ, કરીયાતુ, કાલમેઘ, નાગરમોથ, લીંડીપીંપર, જવખાર, હીરાકશી અને ચંપાની છાલ એ બધાં સરખા ભાગે લેઈ ચૂર્ણ કરવું. આ ચૂર્ણ દરરોજ સવાર, બપોર અને સાંજે ચીરાથી સાઠ ઘઊંભાર જેટલું લેઇ પાણી સાથે પીવાથી લીવરનો વધારો, બરોળનો વધારો, પાંડુરોગ, જઠરાગ્નિની મંદતા અને અરૂચિ સાથેના આઠે જાતના તાવો દુર થાય છે.

કાલમેઘ નામની વનસ્પતિ બંગાળામાં પુષ્કળ પ્રમાણમાં થાય છે અને કિવનાઇનના બદલે ઘરગતુ ઔષધ તરીકે ત્યાં આગળ તેનો વિશેષ ઉપયોગ થતો હોવાથી દરેક મનુષ્ય ઓળખે છે, પરંતુ આ દેશમાં એ વનસ્પતિ થતી નથી, જેથી જરૂર હોય તેણે કલકત્તાના ગાંધીઓ પાસેથી મંગાવી લેવી, અથવા તો તેના બદલે દેશી લીંબુ કરીયાતુ, કડુ, પરોળ મૂળ કે કિવનાઇન વાપરવું.

समगन्धक लोहाभ्र हरितालं समांशिकम् ।
रसार्द्धमभितं हेम सर्वंखल्वोदरेक्षिपेत् ॥
कृष्ण धुस्तूर पयसा मुनिपुष्प रसेनच ।
भावयित्वा वटी कार्य्या द्विगुञ्जाफलमानतः ॥
चम्पकद्रव योगेन सेवितोऽयं रसेश्वरः ।
चातुर्थकादीन्निखिलान्निहन्याद्विषमज्वरान् ॥

શુદ્ધ ગંધક, લોહ ભસ્મ, અભ્રક ભસ્મ, હરતાલ અને પારો એ દરેક એક, એક ભાગ અને સોનાના વરખ કે ભસ્મ ાા ભાગ લેઈ ખરલમાં નાંખી ચૂર્ણ કરી કાળા ધંતુરાની અને અગથીઆના રસ સાથે ઘુંટી બે, બે રતીભારની ગોળીઓ કરવી.

આ ગોળીઓ ચંપાના રસ કે ઊકાળા સાથે તાવ આવવાના સમય પહેલાં એટલે શરીરમાં તાવ ન હોય તે વખતે લેવાથી એકાંતરીઆ, ચોથીઆ, રોજીઆ વિગેરે સર્વે વિષમ જ્વરોને નાબુદ કરે છે.

ચંપામાં જેવી રીતે જ્વરઘ્ન ગુણ રહેલો છે તેવીજ રીતે ધાતુ પુષ્ટ કરવાનો, ઇન્દ્રિઓને બળ આપવાનો અને કામોત્તેજક ગુણ પણ રહેલો છે અને તેથી એ કાર્ય માટે પણ તેની વિવિધ બનાવટો વપરાય છે, જેમાંની એક બનાવટ એવી છે કેઃ—

કેસરી ચંપાનાં એકવીશ ફુલો લેઇને સાધારણ ગરમ પાણીમાં બોળી કાઢીને બારીક વાટી પછી તેને માવના બશેર દુધમાં નાં-

બીને સારો સ્વાદદાર માવો બનાવવો અને તે માવામાં કૌચબીજ, બદામ, ચારોળી, કાજુ, ધોળી દ્રાક્ષ, પીસ્તાં એ દરેક બે, બે તોલા તથા તમાલ પત્ર, લીંડી પીંપર, ચણકબાબ, જાવંત્રી, એલચી, માલવી ગોખરૂ, રૂમી મસ્તકી અને લવિંગ એ દરેક એક, એક રૂ. ભાર લેઇને કરેલું ચૂર્ણ ઊમેરવું. આ પ્રમાણે કાર્ય કર્યા પછી એંશી રૂ. ભાર સાકર લેઇને તેની ચાસણી બનાવવી, અને તે ચાસણી સહેજસાજ કાચી હોય તે વખતે તેમાં ઉપર મુજબ ચૂર્ણો ઊમેરી તૈયાર રાખેલો માવો, પાંચ તોલા ઘી અને એક રૂ. ભાર અરીણનું ચૂર્ણ ઊમેરીને સારી પેઠે ઘુંટવું. જ્યારે પાક બરાબર તૈયાર થાય ત્યારે નીચે ઊતારી તેમાં ૦ા તોલો કસ્તુરી, આઠ રતીભાર ભીમસેની કપુર, અડધો તોલો કેસર અને પાંચ તોલા પંજાબી સાલમનું ચૂર્ણ ઊમેરી ૦ા તોલાના પ્રમાણની ગોળીઓ વાળવી.

દરરોજ સવારમાં તથા સાંજે આ ગોળીઓમાંથી પ્રકૃતિને માફક આવે તેટલી ખાવી, અને તેના ઉપર તરતનું દોહેલું ગાયનું દુધ પીવું જેથી ઘણી ઝડપથી રતિ શક્તિમાં વધારો થઇ શરીર પુષ્ટ થાય છે, અને વળી એવું બળ વધે છે કે ગમે તેટલો પરીશ્રમ કરવામાં આવે તો પણ થાક લાગતો નથી.

આ ઉપરાંત તેમાં રહેલા બીજા પણ કેટલાએક ગુણો સબંધિ વિવેચન કરતાં નાડકર્ણી સાહેબ જણાવે છે કેઃ—

The bark of the root in infusion, is an emmenagogue, also purgative, the bark is said to be an excellent substitute for guaicum. The

juice of the leaves acts an vermifuge. It is given with honey to relieve colic. The young leaves contused and macerated in water and instilled into the eyes are said to relieve the vision, and the oil of the seeds rubbed over the abdomen relieves flatulence.

એનાં મૂળીઆંની છાલની ચાહા બનાવીને આપવાથી રૂતુ સાફ લાવવાની તેમજ રેચક અસર થાય છે. વળી તે છાલ ગોયાકમ નામની વિદેશી દવાની બરોબરી કરી શકે છે અને તેથી સંધિવા, માંડીઓ વા, વિગેરે જે, જે દરદોમાં ગોયાકમ વપરાય છે તે, તે દરદોમાં એનો પણ સારો ઉપયોગ થઇ શકે છે. પાંદડાંનો રસ કૃમિ મારવાની અસર કરે છે અને વળી તે મધ સાથે મેળવીને આપવાથી પેટમાં આવતી ચુંક કે શુળને નાબુદ કરે છે. એનાં કુણાં પાંદડાંને ખાંડી પાણીથી ભીંજવી રસ કાઢી એ રસનાં ટીંપાં આંખમાં નાંખવાથી છાયા દુર થાય છે. બીયાંનું તેલ કાઢીને પેટ ઉપર ઘસવાથી તેમાં ભરાએલા વાયુને દુર કરે છે.

ચંપાની ઘણી જાતો થાય છે, તેમાં એક ધોળા ફુલની ફુલવાળી જાત થાય છે કે જે ધોળા કિંવા ખડ ચંપાના નામથી ઓળખાય છે તેની શીંગો સર્પદંશ ઉપર મહૌષધ મનાય છે. ચંપા ઉપર શીંગો કવચિતજ આવે છે અને તેથી જ્યારે આવી શીંગ હાથમાં આવે ત્યારે તેને દુધમાં ઉકાળીને રાખી મુકવાથી ઘણા દિવસો સુધી બગડયા સિવાય રહી શકે છે. આ શીંગને પાણી સાથે ઘસીને પાવાથી સર્પદંશનું વિષ તત્કાળ નાબુદ થાય છે એમ કહેવાય છે.

આ ચંપાની છાલ પણ વિષહર અને રેચક છે અને તેથી તે છાલ તથા બીલીની છાલ સરખા ભાગે લેઇને એકત્ર ખાંડી રસ કાઢી દશથી વીશ તોલા જેટલો પાવાથી પણ સર્પનું ઝેર દુર થાય છે.

આ સિવાય તેમાં બીજા જે, જે ગુણો રહેલા છે તે સબંધિ વિવેચન કરતાં હાલના શોધકો જણાવે છે કેઃ—

The bark is recommended as a cure for gonorrhoea. Internally the bark is given with cocoanut, ghee, and rice as a remedy for diarrhoea, The flouder heads are eaten with be tel leaves in ague, The milky juice in minute doses, acts as an effectual purgative, The dose is as much as a grain of parched rice will absorb, the grain being administered as a pill, Externally the juice with sandal wood oil and camphor is embloved as a cure for itch.

એની છાલ પ્રમેહનું દરદ મટાડે છે એવી ભલામણ થએલી છે. એ છાલ વળી ભાત, ઘી અને ટોપરા સાથે મેળવીને ઝાડાના દરદમાં પણ ખવડાવવામાં આવે છે. ફુલનાં મથાળાં નાગરવેલના પાંદડાંમાં મુકીને ટાઢીઓ તાવ રોકવા માટે તાવ આવવાના વખત પહેલાં આપવામાં આવે છે. એના વૃક્ષમાંથી નીકળતો દુધ જેવો રસ થોડા પ્રમાણમાં આપવાથી એક અસરકારક રેચનું કામ કરે છે અને તે આપવાનું માપ એવું છે કે ચોખાની શેકેલી ધાણી ( મમરા )

આ દાણાઓને તેના દુધમાં ભીંજાવી રાખી સુકવી દેવા, અને પછી તેમાંથી માત્ર એક દાણો લેઇને ગોળી તરીકે આપવો. બહારના ઉપચાર તરીકે તેનો દુધ જેવો રસ, સુખડનું તેલ અને કપુર એ ત્રણે સાથે મેળવીને ચોપડવાથી ખસનું દરદ નાબુદ થાય છે.

---

## કેવડો.

સં. કેતક, કેતકી, હિં. કેવરા, કેતકી, મ. કેવરા, શ્વેત કેવડા, કેતકી, બં. કેયા ફુલેરગાછ, લા. Pandamus fasoicularis. P. O-doratissimus.

વિવરણ—કેવડાનાં ઝાડવાં ઘણી ખરી જગ્યોએ નદી, નાળાંના કાંઠે કુદરતી રીતેજ ઉગેલાં જોવામાં આવે છે. તેમજ તેની સુગંધીના લિધે બાગ, બગીચાઓમાં પણ વાવવામાં આવે છે જેથી સર્વત્ર પ્રસિદ્ધ છે.

ગુણદોષ અને ઉપયોગ—પ્રાચીન વનસ્પતિ શાસ્ત્રવેત્તાઓએ તો કેવડો તીખો, સ્વાદિષ્ટ, કડવો, હલકો અને કફનો નાશ કરનારો છે એટલુંજ કહેલું છે. પરંતુ જડી બુટીઓ સબંધિ શોધખોળ કરનારાઓને એ ઉપરાંત તેવાજ બીજા અમુલ્ય ગુણો અનુભવમાં આવ્યા છે તે નીચે મુજબ છે.

વાયુ ગોળાનો અકસીર ઉપાય—કેવડાનાં સુકાં મૂળીઆંના ટુકડા કરી માટીના એક મોટા હાંલ્લામાં ભરી ઢાંકણી ઢાંકી તેમાંથી ધુમાડો બહાર ન જાય તેવી રીતે ઢાંકણી અને હાંલ્લાના મહોડાનો સાંધો માટીથી બંધ કરી ચુલે ચઢાવી તેના નિચે અગ્નિ સળગાવી રાખ કરવી. રાખનું જેટલું વજન થાય તેથી ચાર ગણું પાણી લેઇ

તેમાં એ રાખને નાંખી ખુબ ચોળી મસળીને ચોવીશ કલાક રહેવા દેઇ પછી રાખનો ભાગ ન આવે તેવી રીતે હળવેથી પાણીને બીજા વાસણમાં નીતારી લેઇ ચૂલે ચઢાવી નીચે અગ્નિ સળગાવવાથી પાણીનો ભાગ બળી જઈ ક્ષારનો ભાગ શીલીક રહેશે. આ પ્રમાણે તૈયાર કરવામાં આવેલો કેવડાનો ખાર, સોડા અથવા ચોખ્ખો સાજીખાર અને ઉપલેટ એ ત્રણે સરખા ભાગે મેળવી દરેક ટાઇમે ૦। થી ૦॥ તોલા જેટલાં લેઇ બેથી ચાર છોલા તલના તેલમાં નાંખીને પીવાથી અત્યંત ભયંકર વાયુ ગોળાનું દરદ પણ નાબુદ થાય છે.

રક્ત પ્રદરનું રામબાણ ઔષધ—ગાયના દુધમાં કેવડાનું મુળ ૦॥ થી એક રૂા ભાર જેટલું ઘસીને તેમાં સાકર મેળવીને દર રોજ સવાર સાંઝ પીવાથી રક્તપ્રદર એટલે સ્ત્રીઓને લોહીવાનું દરદ ગમે તેટલું તીવ્ર હોય તો પણ શાન્ત થાય છે. વળી જે સ્ત્રીને ગર્ભસ્ત્રાવ થઇ જતો હોય તે સ્ત્રી જો આ ઔષધનું ગર્ભ રહ્યા પછી બીજાથી ચોથા મહીના સુધી સેવના રાખે તો ગર્ભસ્રાવ થવાની ધાસ્તી રહેતી નથી.

---

## કૌચ.

સં. આત્મ ગુપ્તા, કપિકચ્છુ, વાનરી, હિં. કૌંછ, કિવાંચ, મ. કવચ. કુહિલી, કુચેલી, બં. આલકુશી ગુ. કૌચ, કુવેચ, બેરવશીંગ. લે Macuna Reuricus.

વિવરણ—કૌચના વેલાને ચોમાસે ઘણા જોવામાં આવે છે, અને તેમાંથી લાંબી શાળાઓ નીકળી ચોતરફ ફેલાય છે. વાબોળના

વેલાની માફક એમાં ત્રેખડાં પાન આવે છે અને ફુલો તથા શીંગો પણ તેવા આકારની પરંતુ જરા મોટી થાય છે. એ શીંગોપર વાંદરાની રૂવાટીને મળતા ભૂરા કેસ તપખીરીઆ રંગની સખ્ત વાળોની રૂંછાલ આવેલી હોય છે, એ રૂંછાલનો શરીરના કોઇપણ ભાગનો સ્પર્શ થવાથી તત્કાળ અત્યંત ખરજ ઉપડી સોજો થઇ આવે છે, માટે તેને કોઇ ભુલથી પણ હાથ લગાડતું નથી, શીંગની અંદર એરંડાને મળતાં બીજ હોય છે, જે કૌચ બીજના નામે ઓળખાતાં હોઇ દરેક ન્હાના, મોટા ગાંધીઓના ત્યાં વેચાતાં હોવાથી સર્વ સ્થળે મળી શકે છે.

ગુણદોષ અને ઉપયોગ—પ્રાચીન નીઘંટકારોએ કૌચને વાયુ, કફ અને રક્તપિત્તનો નાશ કરનારી, વાજીકરણ ગુણવાળી, બળદાયક, તથા દુષ્ટ વ્રણ વિનાશક માનેલી છે. સુશ્રુત, ભાવ પ્રકાશ અને શારંગધર વિગેરે ઘણાએક ગ્રંથકારોના લેખો ઉપરથી જણાય છે કે એની અંદર પુરૂષત્વ વધારનારો અમુલ્ય ગુણ રહેલો છે એવું ઘણા જુના કાળથી માલમ પડેલું છે, અને તેથી એ કાર્ય માટે તેનો ઉપયોગ કરવાની દરેક ગ્રંથકારોએ મજબુત ભલામણ કરેલીછે ભાવ પ્રકાશમાં એનાં બીજમાંથી બનતી " વાનરીવટી " નામની બનાવટ લખવામાં આવી છે અને તેમાં રહેલા પૌષ્ટિક ગુણોની અત્યંત પ્રસંશા કરવામાં આવી છે. એની શીંગો ઉપરના વાળોમાં કૃમિઘ્ન ગુણ રહેલો છે. અને તે સામાન્ય ગોળ તથા પાતળાં અને લાંબા ગોળ કૃમિને પાડી નાંખવામાં અકશીર હોવાથી સૃષ્ટિના ઘણા ખરા ભાગોમાં તેનો આ કાર્ય માટે ઉપયોગ થાય છે. શીંગ ઉપરના વાળને છરી વડે ખેરવી લેઇ તેની મધ કે ગોળ સાથે ગોળી કરીને

આપવાથી અથવા તો છાશ, કે દુધમાં મેળવી મહોમાં જરા ઘી ચોપડીને પાવાથી પેટમાંથી કૃમી નિકળી પડે છે. એના ગુણનું વર્ણન કરતાં મેટેરીઆ મેડિકા ઓફ ઇન્ડિયાના કર્તા જણાવે છે કેઃ—

The Hairs of the pods are vermifuge and given in round worms. They work mechanically by injuring the worms and promoting their expulsion. When applied to the skin or to the mucaus membrane, the hairs produce a painful irritation and eruption, and hence are very dangerous if left in the intestines. In such cases their administration should always be followed by a purge of calomel and jalap. Dose of hairs 1 to 3 grs.

શીંગો ઉપરના વાળો કૃમિઘ્ન છે અને તે ગોળ કૃમિઘ્ન ઉપર આપવામાં આવે છે. એની અસર મેકેનિકલ એટલે સ્પર્શજન્ય ગુણ વાળી છે અને તેથી એના સ્પર્શથી કમી જખમી થાય છે અને નીકળી જાય છે. આ વાળનો ચામડીને કિંવા શ્લેષ્મ પડને સ્પર્શ થવાથી સખ્ત દાહ અને ફોલ્લાઓ ઉત્પન્ન થાય છે, અને તેથી તેનો કંઇ પણ ભાગ જો બહાર નીકળી ગયા સિવાય આંતરડામાં સંચિત રહે તો તે અત્યંત ભયકારક થઇ પડે છે આમ ન થાય એટલા માટે જ્યારે, જ્યારે તેને આપવામાં આવે ત્યારે ત્યારે તેની પાછળ કેલોમેલ અને જલપ, નસોતર કિંવા એવા બીજા કોઇ ઓષધનો

રેચ આપવો જોઇએ. આ વાળની રૂંવાટી આપવાનું માપ એકથી ત્રણ ઘઉંભાર જેટલું છે. બીજા લેખકો જણાવે છે કે આ વનસ્પતિમાં સુરો ખાર અને એમોન્યા રહેલો હોય એમ જણાય છે. એનાં મૂળીઆંનો ઉકાળો પીવાથી અર્દિત વિગેરે જીર્ણવાત વ્યાધિઓ દબાય છે તેમજ હાથ, પગ વિગેરે શરીરના કોઈ પણ ભાગ વાયુથી રહી જઇ શક્તિહીન થઈ ગયા હોય તો આ ઉકાળો પીવાથી દુરસ્ત થાય છે. વળી મધ સાથે મેળવીને તે ઉકાળો કોલેરા ઉપર પણ વપરાય છે. જળોદર વિગેરે દરદોમાં એનાં મૂળીઆંનું ચૂર્ણ આપવામાં આવે છે. એટલુંજ નહીં પરંતુ તેઓને પાણીમાં ઘસીને તેનો પેટ ઉપર લેપ કરવામાં આવે છે, અને વળી મુળીઆંનો એક કકડો હાથના કાંડે અને પગની ઘુંટીએ પણ બાંધવામાં આવે છે. એનાં મૂળીઆંમાં જ્ઞાનતંતુઓને શક્તિ આપવાનો ગુણ હોવાથી સન્નિપાતની બેભાનીમાં તેનો ઉકાળો પાવાથી સારૂં પરીણામ આવે છે.

શરીરના જે ભાગ ઉપર વીંછીએ ડંખ માર્યો હોય તે સ્થળે એનું બીજ લગાડવાથી ઝેરને ચુસી લે છે એમ માનવામાં આવે છે. નહિ રૂઝાતાં વ્રણો અને નાડી વ્રણો એનાં પાંદડાનો રસ ચોપડવાથી જલદી રૂઝાઇ જાય છે. બીજમાં રહેલો ધાતુપૌષ્ટિક ગુણતો છેક પ્રાચીન કાળથી પ્રસિદ્ધજ છે, અને તેથી એ કાર્યના માટે જો કે આર્ય વૈદ્યોમાં તેની વિવિધ બનાવટો વપરાય છે, તો પણ તેઓમાં નીચેની મૂખ્ય છે.

આત્મગુપ્તાદિ ચુર્ણ—કૌચબીજ અને ગોખરૂ સરખા ભાગે લેઇને ખાંડી ચૂર્ણ કરી તેના વજન જેટલી તેમાં સાકર મેળવવી. આ ચૂર્ણ ૦॥ થી એક તોલા જેટલા પ્રમાણમાં દરરોજ સવારના

તેમજ સાંઝે ખાઇ તેના ઉપર માફક આવે તેટલું, દુધ પીવાથી સાધારણ રીતે આખા શરીરનું દુઃખવું કે જે નબળાઇનું ચિન્હ છે તે દુર થઇ શરીર બળવાન બને છે, તન અને મન વધારે પ્રફુલ્લિત બને છે અને શરીરમાં આગળ નહતું તેવું તેજ દેખાય છે; સ્ફુર્તિ વધે છે અને કામકાજ કરવા ઉપર જે અણગમો ઉત્પન્ન થતો હતો તે દુર થાય છે.

વૃધ્ધ દંડ ચુર્ણ—કૌચબીજ, ગોખરૂ, ધોળી મુસરી, ધોળા સેંમળાનાં મૂળ, આમળાં અને ગળોનું સત્વ આ બધાં સરખા ભાગે લેઇ વસ્ત્રગાળ ચૂર્ણ કરી તેના વજન જેટલી તેમાં સાકર મેળવવી.

દરરોજ સવાર સાંઝ આ ચૂર્ણ ાા થી એક તોલા જેટલું લેઇ તેના ઉપર દુધ પીવાથી મંદ પડી ગએલું પુરૂત્વ પાછું સતેજ થાય છે. વૃદ્ધ મનુષ્યોને જેમ લાકડીનો ટેકો આશ્રય રૂપ છે, તેવીજ રીતે કમ કૌવત થઇ ગયેલા યુવાનોને માટે આ ચુર્ણ શ્રેયસ્કર છે, એ અને તેથી તેઓએ એનું શેવન કરવું અવશ્ય જરૂરનું છે.

રતિ વૃધ્ધીકરો મોદક—કૌચબીજ, ગોખરૂ, આસંધ, શતાવરી ધોળી મુસળી, જેઠી મધ, બળબીજ, વિદારીકંદ એ બધાં સરખા ભાગે લેઇ ચુર્ણ કરવું, અને તે ચૂર્ણનું જેટલું વજન થાય તેથી આઠ ગણા દુધ સાથે ઉકાળીને માવો બનાવવો. એ માવાને ચૂર્ણના વજન જેટલા ધી સાથે શેકીને પાકો બનાવી લેવો. પછી તે પાકા માવાનુ જેટલું વજન થાય તેથી બમણી સાકરની ચાસણી બનાવીને તેમાં એ વાળો નાંખીને ઠંડુ થયે તેના ચાર, ચાર તોલાના લાડુ વાળવા અને તેમાંથી પચી શકે તેટલા પ્રમાણમાં દરરોજ ખાવું.

આ બનાવટમાંની પ્રત્યેક વસ્તુઓ ઉત્તમ વાજીકરણ ગુણવાળી છે અને તેથી તેના સેવનથી વીર્યસ્રાવ, કમ્મરનો દુઃખાવો, રતિશક્તિની મંદતા વિગેરે ધાતુની નબળાઇથી ઉત્પન્ન થતા તમામ વિકારો દૂર થાય છે.

વાનરી વટિકા—કૌચ બીજને આઠગણા દુધ સાથે દુધનો ભાગ જોડો થતા સુધી સારી પેઠે ઊકાળવાં જેથી તેના ઉપરનાં ફોતરાં પોચાં પડશે. એ ફોતરાંને ફોલી નાંખીને પછી બીજને સારી પેઠે ખાંડી તેને ઘીમાં તળીને કીટી બનાવવી; અને ત્યારબાદ કૌચાંના વજનથી બમણી સાકર લેઈ તેની ચાસણી કરી તેમાં એ કીટીને મેળવી દેઇ તેના ન્હાના, ન્હાના લાડુ વાળવા અને તે લાડુને મધમાં બુડાડી રાખવા.

દરરોજ સવાર, સાંઝ આ લાડુ સવા, દોઢ તોલા જેટલા વજનમાં ખાવાથી શરીર સારી શક્તિયુક્ત થાય છે, રતિ પ્રસંગ સમયે જેનું અતિ શીઘ્ર સમયમાં વીર્ય સ્ખલિત થાય છે, કિંવા જેની જનનેન્દ્રિય જોઇએ તેવી જાગૃત થતી નથી તે મનુષ્ય પણ એના સેવનથી ઇચ્છિત લાભને પ્રાપ્ત કરે છે. કૌચાં એ ઊત્તમ ધાતુપૌષ્ટિક ઓષધિ છે અને તેથી એના જેવું વાજીકર ગુણવાળું બીજું એકે દ્રવ્ય નથી. (ભાવ પ્રકાશ.)

કૌચ બીજ એ ઊત્તમ ધાતુપૌષ્ટિક ઓષધ હોવાથી આ સિવાય તેની બીજી પણ અનેક બનાવટો વ્યવહારમાં વપરાય છે, પરંતુ તે ગ્રંથ વિસ્તારના ભયથી તે દરેક અત્રે લખવાને બની શકે તેમ નથી.

કૌચમાં વળી સંકોચનનો ગુણ પણ રહેલો હોય એમ જણાય છે, અને તેથી ભાવમિશ્ર જણાવે છે કે:—

कपिकच्छु भवं मूलं क्वाथयेद्विधिनाभिषक् ।
योनिःसंकीर्णतांयाति क्वाथेनानेन धारयेत् ॥

કોચનાં મૂળીઆંનો ઉકાળો કરેલા જળમાં કપડાનો કટકો બોળીને સ્ત્રીએ ગુહ્ય ભાગમાં ધારણ કરવાથી ઢીલો પડી ગયેલો તે ભાગ સંકુચિત થાય છે.

---

## કંટાસળીઓ.

સં. કુરંટક, ફિ. કિરાત, હિં. કટસરૈયા, પિયાવાસા, મ. કોરાંટા, ગુ. કાંટાશળીઓ, કંટાસળીઓ, બં. ઝાંટી, ઝિન્ટી, લા. Barleria Prionitis.

વિવરણ—કંટાસળીઆની ઘણી જાતો થાય છે, જેમકે ધોળા ફુલની, પીળા ફુલની, રાતા ફુલની અને આસમાની ફુલની, પરંતુ અહીંઆં લખેલા ગુણો પીળા ફુલના કંટાસળીઆના સમજવા.

આ જાતના છોડવા ચોમાસામાં ઘણા ઉગી નીકળે છે અને કેટલીએક જગ્યાએ તે બારે માસ પણ હોય છે. એના છોડવા બેથી પાંચ ફીટ ઉંચા વધે છે અને તેમાં ઘણી શાખાઓ નીકળેલી હોય છે. એનાં પાંદડાં લાંબાં અને અણીદાર એટલે બેથી આઠ ઈંચ લાંબાં અને એકથી ચાર ઈંચ પહોળાં હોય છે. એ પાનને ચોળવાથી તેમાંથી વાટેલી રાઇને મળતી તીખી વાસ આવે છે. ફુલો પીળા રંગનાં હોઇ શ્રાવણથી શરૂ થઇ કાર્તિક, માગસર સુધી આવ્યાં કરે છે, અને ફળો પ્રથમ લીલા રંગનાં પરંતુ પાછળથી પીળા ભુરા રંગનાં થઇ જતાં હોઈ ૦॥। થી એક ઇંચ લાંબાં અને પાએક ઈંચ પહોળાં

હોય છે. વળી દરેક ફળમાં બે પોલ અને તે દરેક પોલમાં એક, એક કાંટો હોય છે. એ કાંટાના આધારેજ તેમાં એક, એક બીજ રહેલું હોય છે, એટલે દરેક ફળમાં બે, બે બીજ હોય છે.

ગુણદોષ અને ઉપયોગ—પીળો કંટાસળીઓ ગરમ, કડવો, તુરો, અગ્નિદીપક અને વાયુ, કફ, ખરજ, સોજા, રક્તવિકાર તથા ચામડીનાં દરદોને મટાડનારો છે એમ પ્રાચીન નિઘંટકારો કહી ગયા છે, પરંતુ જડીબુટ્ટીઓ સબંધિ શોધખોળ કરનારાઓને તેના સબંધિ જે અનુભવ આવ્યો છે તે નીચે મુજબ છે.
રસ રત્નાકર ગ્રંથના કર્ત્તા સિદ્ધ નિત્યનાથ જણાવે છે કે;—

पीत कुरंटक क्वथितं रजनीपर्युषितं पीतमपहरति ।
सूतिका रोगान् सहस्रं तन्मूलं चर्व्वितंतद्‌वत् ॥

સાંઝે પીળા કંટાસળીઆનો ઊકાળો કરી આખી રાત રહેવા દેઇ બીજે દિવસે સવારના પીવાથી, અથવા તો પીળા કંટાસળીઆનું મુળ ચાવી તેનો રસ ગળી જવાથી સુવારોગના સેંકડો ઉપદ્રવો શાન્ત થાય છે. કેટલાએક ગ્રંથકારો આ ઊકાળો લીંડીપીંપરના ચુર્ણ સાથે પાવાની પણ ભલામણ કરે છે.
અહેરમાન ડીમક સાહેબ જણાવે છે કેઃ–

Ainslie says that the juice of the leaves, which is slightly bitter and acid, is a favourite medicine of the Hindus of Lower India in those catarrhal affections of children which are accompanied with fever and much phlegm; it is gene-

rally administered in a little honey sugar and water in the mentity of two table spoonfuls twice daily.

એન્સ્લી કહે છે કે એનાં પાંદડાંનો રસ કે જે સહેજ કડવો અને ખાટો હોય છે તે નાનાં બાળકોની ખાંસી કે જે તાવ અને અત્યંત કફ સાથે હોય છે તેના માટે લોઅર હિન્દુસ્થાનના હિન્દુઓમાં એક વખાણુએલો ઇલાજ છે, અને તે થોડાક મધ કિંવા સાકર અને પાણી સાથે મેળવીને દરેક સમયે બે ચમચાપુર જેટલો લેઇને દિવસમાં બે વાર પાવામાં આવે છે.

મહેરબાન નાડકર્ણી સાહેબ જણાવે છે કે:–

The juice of the leaves applied to feet in the raing season prevents of their cracking or laceration.

એનાં પાંદડાંનો રસ ચોમાસાની રૂતુમાં પગે લગાવવાથી તેમાં ચીરા પડતા કિંવા ઓશાળ થતો અટકે છે. અર્થાત્ ચોમાસે પાણીમાં ઘણા સમય સુધી ભીંજાવાથી પગની આંગળીઓ પાકે નહિં એટલા માટે તેનો રસ આંગળીઓના વચ્ચે ચોપડવામાં આવે છે.

આર્યનાર્ય ઓષધના કર્ત્તા જણાવે છે કે:–કંટાસળીઆના કાંડના પંચાંગને વાટી થેપલ કરી તેલમાં તળી ખરલ કરીને મલમ જેવું બનાવી ખરજવાં, દાદર અને ખસ, લુખસ તથા ચાંદાં ઉપર વપરાય છે. ખરજવાં ઉપર તો તેની ઘણીજ સારી અસર છે. એનાં પાંદડાંનો રસ એકથી બે તોલા જેટલો લેઈ પાણી સાથે મેળવીને

મોટા માણસને પાવાથી પરસેવો વળી તાવ ઊતરી જાય છે, ઊધરસ હલકી પડે છે. અને શરદી દુર થય છે.

"આર્ય ઔષધિ" ના કર્ત્તા જણાવે છે કેઃ—એનાં પાંદડાંની રાખ કરી ઘીમાં કાલવી સડતા જખમો, ભરનીંગળ પડેલાં ગુમડાંઓ અને ચાંદાંઓ ઉપર લગાવવાથી તેમાં તરતજ રૂઝ આવવા લાગે છે.

કેટલાએક વૈદ્યો કહે છે કે એનાં પાંદડાંનો રસ કાઢી જે બાજુએ વીંછી કરડયો હોય તેથી અવળી બાજુના નસકોરામાં નાંખવાથી વેદના તત્કાળ દુર થાય છે, ત્યારે કેટલાએક જણાવે છે કે એનાં પાંદડાંનો રસ સોજા ઉપર ચોપડવાથી ફાયદો થાય છે,

આ ઉપરાંત વળી તેમાં રહેલા એક ગુણનું વર્ણન કરતાં ચક્રદત્ત જણાવે છે કેઃ—

आर्त्तगलदलकाथ गण्डूषोदन्त चालनुत् ॥

કંટાસળીઆનાં પાંદડાંને ઊકાળી તે પાણી વડે કોગળા કરવાથી હાલી ગયેલા દાંત મજબુત થાય છે. ( કેટલાએક અનુભવી વૈદ્યો જણાવે છે કે આ કાર્ય માટે આસમાની ફૂલનો કંટાસળીઓ ઉપયોગમાં લેવો )

આ સિવાય દાંતનાં બીજાં પણ કેટલાંએક દરદોમાં તેની ઊત્તમ અસરનો અનુભવ આવેલો છે અને તે એવી રીતે કેઃ—પીળા કંટાસળીઆનાં પાંદડાં અને અકલકરો ભેગાં ખાંડીને દાઢ નીચે રાખવાથી જો તે દુઃખતી હોય તો તત્કાળ શાન્ત થાય છે, તેમજ એનો રસ અને મધ સાથે મેળવીને ચોપડવાથી દાંતમાંથી લોહી આવતું હોય તો તે બંધ પડી જાય છે.

## કંટાળુ કોળુ.

સં. કુષ્માંડ, હિં. કુમ્હડા, પેઠા, મ. કોહોળા, બોપળા, બં. ચાલ કુમડા, ગુ. ભુરૂ કહોળું, કંટાળુ કોળું, ફા. ભૂરાકદુ, ઈં. White Pumpkin લા. Benincasa Ceriferas bucurbita pipo.

વિવરણ—કંટાળું કોળું એ શાકભાજીની વસ્તુ હોવાથી દરેક સ્થળે વાવવામાં આવે છે, જેથી સર્વત્ર પ્રસિદ્ધ છે. કોળાની વળી એક બીજી જાત થાય છે જે સાકર કોળાના નામથી ઓળખાય છે, પરંતુ અત્રે લખવામાં આવેલા ગુણો માત્ર કંટાળા કોળાના કે જેના ઉપરનો રંગ સફેદ રાખોડી જેવો હોય છે તેનાજ સમજવા.

ગુણદોષ અને ઉપયોગ—વૈદ્યકશાસ્ત્રમાં કોળાને વીર્યવર્ધક, પુષ્ટિકારક, બસ્તિશોધક, બલકારક તથા મુત્રાઘાત, મુત્રકૃચ્છ્ર, પથરી, પ્રમેહ, તૃષા, અરૂચિ, વાયુ, પિત્ત, રૂધિરવિકાર વિગેરેનો નાશ કરનારૂં માનવામાં આવ્યું છે અને તેથી રક્તપિત્ત, અમ્લપિત્ત વિગેરે દરદો ઉપર તેની "ખંડકુષ્માંડ" વાસાખંડ કુષ્માંડ ધાત્રીખંડ કુષ્માંડ વિગેરે બનાવટો વર્ણવવામાં આવેલી છે અને રક્તપિત્તનો વ્યાધિ કે જેમાં ઉલટી કિંવા ઝાડાદ્વારા લોહી પડે છે તેમાં આ ફળની કોઈપણ બનાવટ આપવાથી નિઃશંક ફાયદો પણ થાય છે; કારણ કોપાયમાન થયેલા પિત્તને અને રૂધિરની ઉષ્ણુતાને શાન્ત કરવામાં આ એક અકસીર ઔષધિ છે. વૃન્દ જણાવે છે કે એના રસમાં લાખ નાંખીને પીવાથી "રક્તક્ષય" નાબુદ થાય છે, અને જો લાખના બદલે એક વાલ જવખાર અને તેટલીજ શેકેલી હિંગ નાંખીને પી-

વામાં આવે તો મુત્રકૃચ્છ્ર નાબુદ થાય છે. પ્રાચીન વનસ્પતિ શાસ્ત્ર-વેત્તાઓએ તો તેના એ મુજબ ગુણો વર્ણવેલા છે, પરંતુ આર્ય ઔષધિઓ સબંધિ વિશેષ શોધખોળ કરનારા મધ્ય કાળના વિદ્વાનો-ને એ ઉપરાંત તેના બીજા પણ જે અમુલ્ય ગુણો અનુભવમાં આ-વ્યા છે તેઓનું વર્ણન કરતાં ભાવમિશ્ર જણાવે છે કેઃ—

कुष्माण्डं तनु कृत्वातु क्षिप्त्वा धर्म्मे विशेषयेत् ॥
स्थालयांनिःक्षिप्य तत्सर्व्वं पिधानेनपिधायच ॥
चूलयांनिवेश्यवान्हेश्च ज्वालयेत् कुशलोजनः ।
यथायन्नभवेद्भस्म किन्त्वङ्गारो दृढो भवेत् ॥
तदानिर्व्वापयेच्छीतं सर्व्वथा चूर्णितन्तुतत् ।
माषद्वयमितं तावच्छुण्ठ चूर्णेन मिश्रितम् ॥
जलेन भक्षयेन्नित्यं महाशूलाकुलो नरः ।
असाध्यमपि यच्छूलं तदायेतेन शाम्यति ॥

કંટાળા કોળાના કડકા કરી તાપે સુકવી પછી એક માટીના હાંલ્લામાં નાંખી ઢાંકણી ઢાંકી તેમાંથી ધુમાડો બહાર જાય તેવી રીતે છાણ માટીથી સાંધો બંધ કરી ચૂલે ચડાવી એટલો અગ્નિ આપવો કે કોળાના કડકા બળીને છેક રાખોડી ન થઇ જાય પરંતુ સખ્ત અંગારા તૈયાર થાય. આ પ્રમાણે અગ્નિ આપી ભોંય ઉતારી લેઇ ઠંડુ થવા દીધાથી તે અંગારાંના જે કોલસા તૈયાર થાય તેઓને વાટી ચૂર્ણ કરવું. આ ચૂર્ણ સોળ રતિભાર જેટલું લેઇ તેમાં તેટ-લીજ સુંઠ મેળવી ફાકી જઇને ઉપર પાણી પીવાથી જમ્યા પછી

પેટમાં શૂળો ફુટવાનું દરદ ગમે તેવું અસાધ્ય હોય તો પણ શાન્ત થાય છે.

વળી તે જણાવે છે કેઃ—

कुष्माण्डकशिफाचूर्णं पीतं कोष्णेण वारिणा।
शीघ्रं शमयति श्वासं कासञ्चापिसुदारुणम् ॥

કોળાના મુળનું ચૂર્ણ કરીને ગરમ જળ સાથે સેવાથી દમ અને ખાંસીનું દારૂણ દરદ પણ જલદી શાન્ત થાય છે.

ચક્રદત્ત જણાવે છે કેઃ—

कुष्माण्डरसः सगुडःशमयति मदमाशु मदनकोद्रवजम् ॥

કોળાનો રસ બેથી આઠ તોલા જેટલો લેઇ તેમાં ગોળ નાંખીને પીવાથી કોદરા કિંવા મીંઢોળનાં ફળ ખાવાથી ચડેલો ભીણો તત્કાળ દુર થાય છે.

રાજવૈદ્ય શ્રી બિરજાચરણ કવિ ભૂષણ જણાવે છે કેઃ—

पूराण कूमडाररस कुडचूर्णओमधुयोगे पान करिबे,
इहा उन्माद रोगेर पक्षे सिद्ध औषध ॥

જુના કોળાના રસમાં કઠનું ચૂર્ણ અને મધ નાંખીને પીવું, એ ઉન્માદ એટલે ઘેલછાના દરદનું સિદ્ધ ઓષધ છે.

યોગ રત્નાકરના કર્ત્તા કહે છે કેઃ—તેના રસમાં જેઠીમધનું ચૂર્ણ નાંખીને પીવાથી વાઇનું દરદ નાબુદ થાય છે.

ડૉક્ટર બોરી જણાવે છે કેઃ—The fresh juice with sugar and saffron is given in insanity, epilepsy, nervous diseases and in diabetes.

એનો તાજો રસ સાકર અને કેસર સાથે મેળવીને ઊન્માદ, અપસ્માર, વાયુનાં દરદો અને મધુપ્રમેહમાં આપવામાં આવે છે.

ડીમક જણાવે છે કે:—It has been used with success in diabetes, 4 ozs of the juice with 100 grs. each of saffron and the bran of red rice, are given morning and evening and a strict diet enjoined.

મધુમેહમાં તે ઘણી ફત્તેહમંદીથી વપરાય છે. દશ તોલા રસ અને એક સો ઘઊંભાર કેસરનું ચૂર્ણ તથા તેટલાજ સાઠી લાલ ચોખાના કુશકા મેળવીને સવારમાં તેમ સાંઝે આપવામાં આવે છે અને સખ્ત ચરી પળાવવામાં આવે છે. ( માત્ર જવનો રોટલોજ ખાવા દેવામાં આવે છે ) જેથી આરામ થાય છે.

---

## ગ્યાસલેટ.

હિં. મીટ્ટીકા તેલ, ઇં. કેરોસીન ઑઇલ.

વિવરણ—ગ્યાસલેટ એ જો કે પરદેશી વસ્તુ છે, પરંતુ આજકાલ દીવે બાળવાના કામમાં વપરાતુ હોવાથી સર્વત્ર એટલે છેક ન્હાનામાં ન્હાના ગામડામાં પણ એટલું બધું પ્રસિદ્ધ છે કે તેની ઓળખાણ આપવાની કંઇપણ અગત્ય નથી.

ગુણદોષ અને ઉપયોગ--દેશી તેમજ વિદેશી ચિકિત્સો તરફથી ઔષધોપચારમાં ગ્યાસલેટનો ખાસ કંઇ પણ ઉપયોગ કરવામાં આવતો નથી, પરંતુ આજકાલના શોધકોને તેમાં એકાદ, બે જે અત્યંત અજાયબ ગુણો જડી આવ્યા છે તે નીચે મુજબ છે.

જેને સખ્ત પ્લેગ લાગુ પડ્યો હોય તે માણસ એકી સાથે વીશ તોલા, અથવા દર એક કલાકે પાંચ તોલાના હિસાબે ચાર કલાકમાં થઈને વીશ તોલા ઉત્તમ ધોળા રંગનું ગ્યાસલેટ પીએ તો મૃત્યુના મુખમાંથી બચી જાય છે. ( ગ્યાસલેટને ઝેરી માની કેટલાએક લોકો પીતાં ડરે છે, પરંતુ તે કોઈપણ જાતનું નુકશાન કરતું નથી માટે આ પ્રયોગ કરવામાં ભય રાખવો નહિ. )

લીંબડાનાં તથા રતવેલીઆનાં લીલાં પાંદડાં લેઈ તેને ખૂબ કુટીને તેમાંથી દશ તોલા રસ કાઢવો. એ રસમાં દશ તોલા સફેદ ગ્યાસલેટ મેળવી એક શીશામાં ભરી રાખવું, જેમાંથી દર બે, બે કલાકે બે, બે તોલાના હિસાબે દરદીને પાયાં કરવું, અને ગાંઠ ઉપર આકડાનું દુધ ચાળીશ તોલા, બોદારસંગ બે તોલા, લીંડી પીપર બે તોલા, ભેંસા ગુગળ ચાર તોલા, માણસનાં હાડકાં પાંચ તોલા, બાજરીનો લોટ પાંચ તોલા, મનશીલ પાંચ તોલા, ખાખરાનાં મૂળ પાંચ તોલા, અને સિંદુર પાંચ તોલા લેઈ સાથે મેળવીને ચોપડ્યાં કરવું, જેથી ગાંઠ વેરાઇ જઈ આરામ થાય છે, કદાચ ગાંઠનો ઉપાડ સખ્ત હોય અને તેથી વેરાઇ ન જવાથી તેને ફોડવાની જરૂર જણાય તો આ લેપમાં પાંચ તોલા સાજીખાર અને તેટલોજ વગર બુઝાવેલો કળી ચુનો મેળવીને તેનો લેપ કરી પછી શેક કરવો એટલે ફુટી જાય છે.

આમલસારો ગંધક અને ટંકણ સરખા ભાગે લેઇ વાટી ચૂર્ણ કરી ગ્યાસલેટ સાથે મેળવી ચોપડવાથી દાદરનું દરદ નાબુદ થાય છે.

ફટકડીનું ચૂર્ણ લેઇ ગ્યાસલેટ સાથે મેળવી ડંખ ઉપર લગાવી તેના ઉપર અગ્નિવડે શેક કરવાથી તત્કાળ વીંછીનું ઝેર નાબુદ થાયછે.

# ગોરખમુંડી.

સં. મુંડી, શ્રાવણી, હિં. ગોરખમુંડી, મ. મુંડી, ગુ. મુંડી, ગોરખમુંડી, બોડીઓ કલાર, બં. શુલકુડી, લા. Sphoeranthus Indicus.

વિવરણ—મુંડીના છોડવા ાા થી એક કે દોઢ ફુટ લાંબા થાય છે, અને તે ઘણું કરી જમીન ઉપર પથરાએલા હોય છે. એના આખા છોડવા ઉપર સફેદ વાળની રૂંછાળ હોય છે. એનાં મૂળના મથાળેથી કેટલીએક શાખાઓ નીકળેલી હોય છે, જે સુતળી જેવી જાડી હોય છે. પાનદીંદડીને ચોટડુક આંતરે આવેલાં હોય છે. પાન પોહોળાં કે લંબગોળ હોઇ તે ાા થી બે ઇંચ લાંબાં અને ૦ા થી ાાા ઇંચ પહોળાં હોય છે અને તે ઘણું કરી ડીટડી તરફ સહેજ સાંકડાં થતાં અને મથાળે પહોળાં હોય છે. તેની કોર ઉપર સૂક્ષ્મ અણીવાળા દાંતા હોય છે. પાનનો રંગ ઘણું કરી બન્ને સપાટીએ એક સરખો ફીકો લીલો હોય છે. શાખાઓને છેડે ઘણુંકરીને ફીકા કે ઘેરા ગુલાબી કે જાંબુડા રંગનાં ફુલોની દડી આવેલી હોય છે. જે ૦ા થી ાા ઇંચ વ્યાસની હોય છે. એ દડીમાં પાસે, પાસે ઘણાં સૂક્ષ્મ ફુલો ગોઠવાએલાં હોય છે જેની વાસ ઉગ્ર સુગંધિત હોય છે. એના છોડવા ઘણું કરી શિયાળે ભીનાસવાળાં ખેતરોમાં વિશેષ ઊગતા જોવામાં આવે છે. એ હિંદના ઘણાખરા ભાગોમાં થતા હોવાથી સર્વત્ર પ્રસિદ્ધ છે.

ગુણદોષ અને ઉપયોગ—મુંડીને કૃમિઘ્ન, સોજાને ટાળનારી, રક્તશોધક, ઊષ્ણ, અને રસાયન ગુણવાળી માની કંઠમાળ, અપચી

નામની ગાંઠ, કફ, વાયુ, બરોળ, મેદવૃદ્ધિ, ઉન્માદ, પ્લીહા, પાંડુરોગ, અર્શ, મૂત્રકૃચ્છ, આમવાત, મૃગી, કૃમિ, શ્વાસ, કોઢ, વિષવિકાર, અતિસાર અને ઉલટીના દરદ ઉપર તેનો ઉપયોગ કરવાનું નિઘંટો- માં કહેલું છે. પરંતુ ચરકે જુદાં, જુદાં દરદો માટે કહેલા પચ્ચાશ મહા કષાયોમાં જે પાંચસો ઓષધો ગણાવેલાં છે, તેમજ સુશ્રુતે જે દ્રવ્ય સંગ્રહણીયાધ્યાય લખેલો છે તેમાં મુંડી વિષે કંઇપણ ઉલ્લેખ કર્યો નથી અને તેથી જણાય છે કે પ્રાચીન ચિકિત્સા પ્રણાલીમાં તેનો વિશાળ ઉપયોગ કરવામાં નહિ આવતો હોય, કિન્તુ ત્યાર પ- છીના એટલે મધ્યકાળના તેમજ આધુનિક સમયના જડીબુટીઓ સબંધિ શોધકોને તેના જે, જે ખાસ ગુણોનો અનુભવ આવ્યો છે તે નીચે મુજબ છે.

ચક્રદત્ત જણાવે છે કે મુંડીના પંચાંગનું ચૂર્ણ કરી તે દર ટાઇમે ૦ાા થી એક તોલા જેટલું લેઇ તેને ૦ાાા તોલાથી અને ૦ાા તોલા મધ સાથે મેળવી ચાટી જઇ તેના ઉપર ગળોનો ઉકાળો પીવાથી અતિ દુસ્તર વાતરક્ત એટલે પતનું દરદ નાબુદ થાય છે.

મુંડીનાં પાંદડાંનો રસ દર ટાઇમે આઠ તોલા જેટલો પીવાથી કંઠમાળ અને અપચીનું દરદ નાબુદ થાય છે.

બંગસેન જણાવે છે કે ગોરખમુંડીનો પંચાંગ અને લીંડીપીપર એ બન્નેને પાણી સાથે વાટી ચટણી જેવું બનાવી તેના વજનથી ચારગણું તેલ અને સોળગણું પાણી મેળવી ધીમી આંચથી ઉકાળતાં પાણીનો ભાગ બળી જઇ તેલ માત્ર બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવું. એ તેલમાં રૂ ભીંજવી સ્તનો ઉપર ધારણ કરવાથી તેમજ એ

તેલનું નસ્ય લેવાથી એટલે નાકદ્વારા સુંઘવાથી સ્ત્રીઓના શિથિલ થઈ ઢળી પડેલા સ્તનો શ્રીફળની માફક કઠીણુ અને ઉન્નત થાય છે.

ભાવમિશ્ર જણાવે છે કે ગોરખમુંડી અને સુંઠ સરખા ભાગે લેઇ કરેલું ચૂર્ણ ગરમ જળ સાથે લેવાથી આમવાતના દરદમાં ફાયદો થાય છે.

યોગી મહાત્માશ્રી સિદ્ધ નિત્યનાથ જણાવે છે કે:—સવા, મજીઠ, દેવદાર, હળદર, દારૂ હળદર, જીરૂં, શાહાજીરૂં, વજ, નાગકેસર, હરડે, બહેડાં, આમળાં, ગુગળ, તજ, જટામાસી, ઉપલેટ, તમાલપત્ર, ઇલાયચી, રાસ્ના, કાકડાશીંગ, ચિત્રકમૂળ, વાવડિંગ, આસંધ, શીલારસ, કડુ, સિંધવ, તગર, ઇંદ્રજવ, અતિવિષની કળી અને સુખડ એ દરેક ચીજ એક, એક તોલો લેઇ ચૂર્ણ કરી પાણી સાથે ચટણીની માફક વાટી પછી અરડુસીનાં પાંદડાંનો રસ ૬૪ તોલા, ગોરખમુંડીનો રસ ૬૪ તોલા, એરંડાનાં મૂળીઆં કે પાંદડાંનો રસ ૬૪ તોલા, લીંબડાનાં પાંદડાંનો રસ ૬૪ તોલા, ભોંય રીંગણીનો રસ ૬૪ તોલા, દુધ ૬૪ તોલા તથા ગાયનું ઘી ૬૪ તોલા એ બધાં સાથે મેળવી ધીમી આંચથી ઉકાળતાં જ્યારે બીજું બધું પ્રવાહી બળી જઈ ઘી માત્ર શેષ રહે ત્યારે ઉતારી ગળી લેવું, આનું દરરોજ સવાર, સાંઝ એકથી ચાર તોલા જેટલું સેવન કરવાથી અંડવૃદ્ધિ, અંત્રવૃદ્ધિ, વધરાવળ વિગેરે અંડકોશનાં તમામ દરદો એટલે અંડકોશમાં વાયુ ઉતરવાથી, આંતરડું ઉતરવાથી, પાણી ભરાવાથી, મૂત્ર ભરાવાથી, મેદવૃદ્ધિથી તેમજ અન્ય કારણોથી થતાં સારણગાંઠ, અંતરગાંઠ, વધરાવળનાં દરદો અને વળી શ્લીપદ, યકૃત એટલે લીવરનાં દરદો, બરોળનો વધારો તથા અર્શનું દરદ નાબુદ થાય છે.

આજકાલના શોધકો જણાવે છે કેઃ—The root powdered is stomachio, and the bark of the same, ground small and missed with when is a valuable remedy for piles externally apaste is applied to piles and swollen glands.

એનાં મૂળીઆંનું દર ટાંકમે ચાળીશ ઘઊંભારના હિસાબે આપવાથી તે પાચક અને કૃમિઘ્ન અસર કરે છે, અને એનાં મુળીઆંની છાલનું ચૂર્ણ એટલાજ વજને લેઇ છાશ સાથે મેળવીને પીવું એ અર્શના રોગ માટે કીંમતી ઇલાજ છે. આ ઉપરાંત બાહ્યોપચાર તરીકે એની લુગદી બનાવીને અર્શ અને કંઠમાળ તથા ગાંઠો સુજી આવવાના દરદ ઉપર વાપરવામાં આવે છે.

---

## ઘા પાણુ.

સં. કર્પુર પાષાણુ, વજ્રમ, અ. શિરશોળ ઇં. પ્લાસ્ટર ઑફ પેરિસ.

વર્ણન—ઘા પાણુ એ સફેદ રંગનો અને કાચ પ્રમાણે ચળકનારો એક જાતનો પત્થર છે, જે જમીનમાંથી તે નીકળે છે ત્યાં આગળ તેના થર અને થર હોય છે. આ પત્થરને ખાંડી દળીને દક્ષિણી લોકો રાંગોળી પુરવાના કામમાં ઉપયોગમાં લે છે જેથી બજારમાં ચાર, છ પૈસે રતલના ભાવથી જથાબંધ રીતે વેચાય છે. આ ઉપરાંત પકવેલા ઘા પાણુનો બારીક ભૂકો વિલાયતથી રતલી ડબાઓમાં પેક થઇને અત્રે વેચાવા આવે છે, તેની કિંમત લગભગ

ચાર, છ આના પડે છે અને તે અનેક પ્રકારનાં પૂતળાં, વિગેરેની બનાવટો, ઇમારતી કાર્યો તેમજ વિવિધ પ્રકારના પરચુરણ ઉદ્યોગોમાં વપરાય છે.

ગુણદોષ અને ઉપયોગ—પ્રાચીન સમયના વૈદ્યોએ એનો ખાસ ઉપયોગ કર્યો હોય એમ જણાતું નથી, તેમજ હાલના વૈદ્યોમાં પણ તેનો વિશેષ પ્રચાર નથી, પરંતુ કેટલાકએક વૃદ્ધ વૈદ્યો ગુરૂ શિષ્ય પરંપરાના અનુભવથી એનો ઉપયોગ વડે કેટલાંએક દરદો ચમત્કારીક રીતે સારાં કરતા હોવાથી તેવા વૈદ્યો તરફથી અમને જે કંઇ રહસ્ય જાણવામાં આવ્યું છે તે નીચે મુજબ છે.

ઘા પાણ કે જે બજારમાં શ્વેત કાચ જેવા પડવાળા પત્થરરૂપે ગાંધીઓના ત્યાંથી ચાર, છ પૈસે એક શેરના હિસાબે જોઇએ તેટલા પ્રમાણમાં મળી શકે છે, તેને લાવી બારીક ટુકડા કરી એક દિવસ કુંવરના રસમાં પલાળી રાખી પછી એક શરાવલામાં ભરી તેના ઉપર બીજું શરાવલું ઢાંકી કપડમાટી કરી એક ગજ લાંબા, પહોળા તથા તેટલાજ ઊંડાખાડામાં અડધ સુધી અડાયાં છાણાં ભરી તેના ઉપર શરાવલાનું સંપુટ મુકી ખાડાનો બાકીનો ભાગ છાણાંથી ભરી દેઇ ફુંકી દેતાં જ્યારે અગ્નિ શાન્ત થઇ જાય ત્યારે શરાવલાની અંદર તૈયાર થયેલી ભસ્મને કાઢી લેઇ ખરલ કરીને સુંદર બાટલીમાં ભરીને રાખી મુકવી.

આ ભસ્મમાં હાડકાંને પોષણ આપનાર calcium એટલે ચુનાનું તત્વ વિશેષ પ્રમાણમાં રહેલું છે, અને તેથી ક્ષય અને શોષ જેવાં દરદોમાં ડાકટરો જેમ કેલસ્યમની વિવિધ બનાવટો વાપરે છે,

તેવીજ રીતે વૃદ્ધ વૈદ્યો બાળશોષ એટલે બાળક દીનપ્રતિદીન ગળી કે સુકાઇ જતું હોય તેના માટે આ ભસ્મનો ખાપરીઆના નામે ઉપયોગ કરે છે અને તેથી અકસીર ફાયદો થતો જોવામાં આવે છે. આ દરદ ઉપર જુદા જુદા વૈદ્યો તેનો જો કે જુદી જુદી રીતે ઉપયોગ કરે છે, તો પણ બહુ જન સંમત સર્વ સાધારણ રીત એવી છે કે એકાદ, બે વર્ષના બાળકને દરરોજ એક વાલ જેટલી ભસ્મ ઘી સાથે પીવાને આપવામાં આવે છે, તેમજ બીજી તેટલીજ ભસ્મ સેઇ ઘી સાથે મેળવીને બાળકના આખા શરીરે ચોળવામાં આવે છે કેટલાએક વૈદ્યો ઘીના બદલે માખણ અને સાકર સાથે કિંવા સિતોપલાદિ ચૂર્ણ, માખણ અને મધ સાથે મેળવીને પણ ખાવાને આપે છે અને લાક્ષાદિ તેલ સાથે મેળવીને શરીરે માલીસ કરાવે છે, પરંતુ જેનાથી એમ ન બની શકે તેણે તો ઘી સાથે મેળવીને બાળકને પાવી તથા શરીરે ચોળવી એજ ઉત્તમ છે.

આ ઉપાય સાદો, સરળ, નિર્ભય અને સસ્તો હોવા છતાં બાળકોની ક્ષીણતા કે જે બાળશોષ કિંવા સુકતાન રોગથી ઓળખાય છે તેના ઉપર ઉત્તમ ફાયદો કરે છે અને તે એકાદ, બે આનાના ખર્ચમાં સેંકડો બાળકોને ધર્માદા આપી પ્રાણદાનનું શ્રેય વ્હોરી શકાય છે, માટે સુજ્ઞજનોએ તેનો વિશેષ પ્રચાર કરવો ઘટે છે.

બાળશોષનું દરદ નાબુદ કરવા ઉપરાંત અગ્નિવડે દાઝવાથી પડેલાં ચાંદાંઓ ઉપર આ ભસ્મ તેલમાં ઘુંટીને ચોપડવાથી આરામ થાય છે. ઉલટી અને દાહના દરદમાં તે પતાસાં મેળવેલા નાળીએરના પાણી સાથે આપવામાં આવે છે. એટલુંજ નહિ પરંતુ અનુભવો

શુદ્ધ વૈદ્યો યોગ્ય અનુપાન સાથે તેનો ઉપયોગ કરી ખાંસી, કફ, પ્રદર, જીર્ણજ્વર વિગેરે અનેક દરદોને નાબુદ કરી શકે છે અને તેથી દરેક વાંચક તેનો બહોળો અનુભવ લેઇ જનહિત કાજે પ્રકટ કરવો ઘટે છે.

---

## છાણ, મૂત્ર.

સં. શકૃત, હિં. ગોબર, મ. શેણ, ગુ. છાણ ઇ. Dung.

સં. મૂત્ર, હિ. મ. ગુ. મૂત્ર, ઇં. Urine.

વિવરણ—છાણ અને મૂત્ર એ સર્વત્ર પ્રસિદ્ધ છે.

ઉપયોગ—કુદરતની લીલા અતિ વિચિત્ર છે, ગાય, ભેંસ, ઘોડા વિગેરે પશુઓનાં છાણ લાદ, મૂત્ર વિગેરે દરેક સ્થળે મફત મળી આવતી ચીજો કે જેનો કેવળ ખેતીવાડીના ખાતર સિવાય બીજો અગત્યનો ઉપયોગ ભાગ્યેજ કરવામાં આવે છે, તેમાં પણ કેટલાએક અમૂલ્ય ઔષધિ ગુણો રહેલા છે. પરંતુ તેઓના એ ગુણોનુ જ્ઞાન અને અનુભવ ધરાવનારા જનો અતિ વીરલ છે, અને તેથી જનહિતકાજે આ સંબંધમાં અમારો અનુભવ પ્રગટ કરીએ છીએ.

પાંડુરોગ ઉપર બકરાની લીંડીઓનો ઉપયોગ.

आजं शकृद्वा कुडव प्रमाणं
त्रिडं हरिद्रे लवणोत्तमंच ॥
पृथक् मलांशानि समग्रमेतत्
चूर्णं हिताशी मधुनावलिह्यात् ॥

જે બકરાં વેર બાંધી રાખવામાં ન આવતાં હોય, પરંતુ જંગલમાં ચરવા છુટતાં હોય તેઓની લીંડીઓનું ચૂર્ણ સોળ તોલા અને વડાગરૂં મીઠું, દારૂ હળદર તથા સિંધાલુણ એ દરેકનું ચૂર્ણ ચાર ચાર તોલા લેઇ સાથે મેળવવું, અને તેમાંથી દર ટાઇમે ૦ા થી એક રૂા, ભાર જેટલું લેઇ મધ સાથે મેળવીને ચાટવું.

આ દવાના સેવનથી માત્ર પાંડુરોગનું દરદ નાબુદ થાય છે એટલુંજ નહિ, પરંતુ કમળો, કૃમિ અને વાયુથી ઉત્પન્ન થનારાં પેટનાં ચુંક, શૂળ, ગોળો વિગેરે અન્ય દરદો ઉપર પણ તેનો ફત્તેહમંદ રીતે ઉપયોગ થાય છે. આ બનાવટ ચોમાસામાં બગડી જાયછે, માટે જ્યારે જોઇએ ત્યારે તાજી બનાવીનેજ વાપરવી એ ઉત્તમ છે.

કૃમિહર મહુષધ—

अथाश्व शकृदाहृत्य महति किलिञ्जे प्रस्तीर्य्यातपे शोषयित्वा उदूखले शोदयित्वा दृशदि पुनःसूक्ष्माणि चूर्णानि कारयित्वा विडंग कषायेण त्रिफला कषायेण वा अष्ट कृत्वो दश कृत्वो वा आतपे सुपरि भावितानि भावयित्वा दृशदि पुनःसूक्ष्माणि चूर्णानि कारयित्वा नवेकलशे समवाप्यानु गुप्तं निधापयेत्, तेषां चूर्णानां पाणितलं यावद्वा साधुमन्येत क्षौद्रेण संसृज्य क्रमिकोष्ठाय लेढुं प्रयच्छेत् ॥

ઘોડાની સારી તાજી લાદ લાવી મોટા વાસણમાં પહોળી કરી તડકે સુકવી ખાંડણીઆમાં ખાંડીને પછી પથરા ઉપર વાટીને બારીક ચૂર્ણ તઇયાર કરવું. ત્યાર પછી તેને વાવડીંગના ઉકાળાની આઠ

દશ ભાવનાઓ આપવી, અથવા ત્રિફળમાંના ઉકાળાની આઠ, દશ ભાવનાઓ આપવી; અગર જો બની શકે તો એ દરેકની એકસો ને આઠ ભાવનાઓ આપવી. પછી સૂર્યના તાપે સુકવી લેઇ ફરીથી પથ્થર ઉપર વાટી બારીક ચૂર્ણ કરી ભરી રાખવું. જે એકતોલા જેટલું લેઈ કૃમિના દરદીને મધ સાથે આપવું, જેથી પેટમાંથી ઘુંચળાં બહાર નીકળી જઇ દરદીને આરામ થશે.

આજ કાલ ઉત્પન્ન થનારાં ઘણાં ખરાં દરદોનું મૂળ કાંતો અંધકોશ અથવા તો જંતુઓમાં હોય છે. ગૌમૂત્ર એ રેચક અને જંતુઓનો નાશ કરનાર તરીકે જાણીતું છે અને તેથી જેને વિશેષ અશક્તતા ન આવી હોય તેવા દરદીઓના માટે વિવેક પૂર્વક તેનો ઉપયોગ કરવામાં આવે તો લગભગ બધાં નહિ તો પછી વિષમ-જ્વર, વધરાવળ, ગડ. ગુમડ, અંધકોશ, ચુંક, શૂળ, કમળો, સોજા વિગેરે કેટલાંએક દરદો તો ખાસ રીતે નિર્મૂળ કરી શકાય છે.

જો કે ગૌમૂત્રના ઉપયોગથી કેટલાંએક દરદો ઉપર બહુ અજાયબ પરીણામ આવે છે, એ વાત સત્ય છે, તો પણ તેનો ઉપયોગ પ્રમાણુસરજ કરવો જોઇએ, એટલે પુખ્ત ઉમરના માણસને પણ એકી વખતે દશ તોલાથી વધારે કદી પણ નહિ આપવું જોઇએ. તેમજ તેનો પ્રયોગ ચાલતો હોય તે સમય અને ત્યારબાદ પણ બે, ત્રણ દિવસો સુધી હલકો એટલે માત્ર ભાત, મગની પાતળી દાળ કે કેવળ ખીચડી જેવોજ ખોરાક રાખવો જોઇએ.

આજ કાલ અંધકોશના દરદીઓ દસ્તનાં ખુલાસા માટે રેચક ઔષધોનો ઉપયોગ કરતા દષ્ટિએ આવે છે, પરંતુ એમ કરવું નકામુ

છે, કેમકે રેચ લેવાથી આંતરડાં નબળાં પડી જાય છે અને તેઓની મળ ત્યાગ કરવાની શક્તિ ઘણી કમી પડી જાય છે, જેથી પરીણામે બંધકોશનું દરદ ઘટવાને બદલે ઉલટું વૃદ્ધિ પામે છે. ગૌમૂત્રનો ઉપયોગ આવા પ્રકારના અપાયથી ઘણા ભાગે મુક્ત છે, અને તેથી તેનો પ્રમાણસર અને ખપ પુરતા સમય સુધીજ ઉપયોગ કરવામાં આવે તો ઇચ્છિત ફળ પ્રાપ્ત થાય છે.

ગૌમૂત્રનો જેમ સ્વતંત્ર ઉપયોગ કરવામાં આવે છે તેમ કેટલાંએક દરદો માટે બીજી વસ્તુઓના સાથે પણ તે વપરાય છે, આવા સંયોગો કરવાના પ્રકારો અનેક છે, તો પણ ખાસ વિશેષ ઉપયોગી અને અનુભવિક બે, ચાર પ્રયોગો નીચે મુજબ છે.

વધરાવળના દરદમાં ગૌમૂત્ર એકલું પીવાના કરતાં તેમાં દારૂહળદરનું ચુર્ણ ૦ા થી એક તોલા જેટલું મેળવીને પીવું એ વધારે હિતાવહ છે.

ખસ, ખરજ અને ગડ, ગુમડના દરદમાં ગૌમૂત્રમાં આંબાહળદરનું ચુર્ણ મેળવીને પીવાથી યથેષ્ટ ફળ વહેલું આવે છે.

બંધકોશના દરદમાં એરંડીયા તેલ સાથે ગૌમૂત્રનો ઉપયોગ કરવો એ ઉત્તમ ફળદાયક છે.

મેલેરીયાના તાવમાં શેકેલું સિધાલુણ ૦ા તોલા જેટલું ઉમેરીને ગૌમૂત્રથી પીવું એ પરમ ફળપ્રદ છે.

વાઇ, દીવાનાપણું અને કમળાના દરદમાં ગૌમૂત્ર, ગાયના છાણનો રસ, દુધ, તાજુ દહી અને ઘી એ બધાં સરખા ભાગે લેઇ ધીમી આંચથી ઉકાળતાં જ્યારે બીજુ બધું પ્રવાહી બળી જઇ ઘી

ભાગ બાકી રહે ત્યારે ઉતારી ગળી લેઇ દરરોજ સવાર, સાંઝ એકથી ચાર તોલા જેટલું પીવાથી પરમ ઉપકાર થાય છે.

ગૌમૂત્રનો વિધિસર ઉપયોગ કરવામાં આવે તો સામાન્ય ઉદર રોગો તો નાબુદ થાય તેમાં કંઇ નવાઇ નથી, પરંતુ જળોદર જેવા કારણ દરદને પણ ઉત્તમ ફાયદો થાય છે. આ વાતની ખાતરી આપતાં વિદ્વાન ચિકિત્સક વાગ્ભટ જણાવે છે કેઃ—

क्षारं छाग करीषाणां स्रुतं मूत्रेऽग्निनापचेत् ।
घनी भवति तस्मिंश्च कर्षांशं चूर्णितं क्षिपेत् ।
पिप्पली पिप्पली मूलं शुण्ठी लवण पञ्चकम् ।
निकुम्भ कुम्भत्रिफला स्वर्णक्षीरी विषाणिकाः ॥
स्वर्जिकाक्षार षड्ग्रन्था सातला यवशूकजम् ॥
कोलाभा गुटिकाःकृत्वा ततः सौवीरकाप्लुताः ।
पिबेद्जरकं शोफे महद्धे चोदकोदरे ॥

બકરાંની લીંડીઓને બાળીને કરવામાં આવેલી રાખને ચાર ગણા પાણી સાથે મેળવી સારી પેઠે ચોળી મસળીને બાર કલાક રહેવા દેઇ રાખનો ભાગ જ્યારે સંપૂર્ણ રીતે નીચે બેસી જાય ત્યારે પાણીને નીતારી લેઇ ચુલે ચઢાવી ઉકાળવાથી જળનો ભાગ બળી જઇને છેવટે જે ક્ષાર રહે તે ક્ષારને ચાર ગણા ગૌમૂત્ર સાથે ઉકાળતાં જ્યારે તે ગાઢું થઇ જાય ત્યારે તેમાં લીંડી પીંપર, પીંપળામૂળ, સુંઠ, સિંધવ, સંચળ, બીડલુણ, વડાગરૂ મીઠું, સમુદ્ર લુણ, નેપાળનાં મૂળ ( દાંતણીનાં મૂળ, નસોતર, હરડે, બહેડાં, આંમળાં,

દારૂડીઆ એખરાનાં મુળ, મરડાશીંગ, સાજીખાર, ઘોડાવજ, ખરસાંડીમૂળ અને ઇંદ્રજવ એ દરેક ચીજ એક, એક તોલો લેઇને કરેલું ચૂર્ણ મેળવી બોરના ઠળીઆ જેવડી ગોળીઓ વાળવી, જે સોજા, જળોદર વિગેરે દરદોમાં કાંજી સાથે લેવી.

સાઠી ચોખાને ગૌમુત્રની ભાવના આપી પછી તેની ગાયના દુધ સાથે રાંધીને પાતળી રાબડી બનાવવી. એ રાબડી તૃપ્તિ પર્યંત ખાવી અને તેના ઉપર પાણીના બદલે શેરડીનો રસ પીવો. આ સિવાય બીજુ અન્ન કે જળ લેવું નહિ. આ પ્રમાણે કેટલાએક સમય સુધી વર્તવાથી ઉદર રોગીના કુપિત થયેલા વાત, પિત્ત અને કફ એ ત્રણે દોષો પોત, પોતાના સ્થાનકને પ્રાપ્ત થઇ સમસ્ત દરદો મટી જાય છે.

કેટલાંએક દરદો માટે ગૌમુત્રનો ઉપયોગ જેમ અકસીર છે, તેવીજ રીતે વીંછીના ડંખ ઉપર પુરૂષ, સ્ત્રી કે બાળકના તાજા મૂત્રનો ઉપયોગ પણ અકસીર છે, અને તે એવી રીતે કે વીંછી કરડેલી જગ્યાએ એટલે ડંખ ઉપર તાજા મુત્રને હાથવતી એક સરખા રીતે ઘસ્યા કરવાનો પ્રયોગ ચાલુ રાખવાથી દસ મિનિટમાં ઝેર કમી પડવા માંડી અર્ધા કલાકમાં તદન નાબુદ થઇ જાય છે, અને છેવટે ડંખ આગળ જો ઝીણી વેદના રહેવા પામી હોય તો રૂના પુમડાને મુત્રમાં પલાળી ડંખ ઉપર મુકી તે ઉપર ચોખ્ખો સુતરાઉ પાટો મુત્રમાં પલાળીને બાંધવો, જેથી તે પણ નિર્મૂળ થશે.

આ કામ માટે હમેશાં તાજા મૂત્રનોજ ઉપયોગ કરવો જોઇએ અને તેથી જે કોઇ દવા લેવા આવે તેને બાટલીમાં તાજા મૂત્ર-

ભરી આપવું અને કહેવું કે વીંછી ઉતર્યા પછી તરતજ દવા ઢોળી નાંખજો કેમકે આ દવાનો ગુણ માત્ર એકાદ, બે કલાકજ કાયમ રહે છે. અને તેથી બીજા દરદીને માટે કામ લાગી શકે તેમ નથી, માટે ફરીથી જરૂર પડે ત્યારે બીજી દવા લેવા આવજો, મફત આપીશું.

મુત્રમાં બીજા પણ અનેક ગુણો રહેલા છે, પરંતુ તે અનુભવેલા ન હોવાથી અત્રે લખવામાં આવ્યા નથી, પરંતુ કોઇ મહાશય! સ્વાનુભવના પ્રયોગો લખી મોકલાવશે તો દ્વીતિયાવૃત્તિમાં ઘણી ખુશીથી પ્રકટ કરવામાં આવશે.

---

## છાસ.

સં. તક્ર, હિં, છાછ, મઠ્ઠા, બં, ઘોલ મ. તાક, તૈ. ચલ્લા, ફા, મસ્ત, મઠા, અં. હમીજ, ઇં. Butter milk, Whey.

વિવરણ—છાસ દહીંમાંથી બને છે અને તે દરરોજના ખોરાકમાં વપરાય છે તેથી સહુ કોઇ ઓળખે પણ છે, તો પણ તેની બનાવટના ઘણા પ્રકાર છે અને તે દરેક બનાવટમાં જુદા જુદા ગુણો સમાએલા છે.

દહીંમાંથી તર કાઢી નાંખ્યા વિના તેમજ પાણી મેળવ્યા સિવાય એમનેએમ ઘોળી નાંખી જે છાશ બનાવવામાં આવે તે " ઘોલ " ના નામથી ઓળખાય છે.

આ ઘોલ વાયુ અને પિત્તનો નાશ કરનાર પરંતુ પચવામાં ભારે અને કફને ઉત્પન્ન કરનાર છે, તો પણ ઝાડા અને મરડાના

દરદીથી દરદી જ્યારે અત્યંત દુબળો થઈ ગયો હોય અને સોજા ચડયા હોય ત્યારે તેના બળનું રક્ષણ કરવાને આપવામાં આવે છે.

દહીંમાંથી તર કાઢી લેઈને પછી તેમાં પાણી નાંખ્યા સિવાય મસળવાથી જે પ્રવાહી તૈયાર થાય છે તેને "મથિત" ના નામથી ઓળખવામાં આવે છે.

આ મથિત કફ અને પિત્તનો નાશ કરનાર છે પરંતુ વાયુ અને વીર્યને વધારનાર છે.

દહીંમાં ચોથા ભાગનું પાણી નાખીને સારી પેઠે વલોવતાં તેના ઉપર જે માખણ આવે તે કાઢી લેતાં બાકી રહેલું પ્રવાહી તક્રના નામથી ઓળખાય છે.

આ રીતે તૈયાર કરવામાં આવેલી તક્ર ત્રિદોષ એટલે વાયુ, પિત્ત અને કફ એ ત્રણે દોષો અને તેના લીધે ઉત્પન્ન થએલાં અનેક દરદોનો નાશ કરી શકે છે, અને તેથી વૈદ્યક શાસ્ત્રમાં જ્યાં જ્યાં તક્ર એટલે છાશનો ઉપયોગ કરવાનું લખેલું હોય ત્યાં આગળ ઘણા ભાગે આનોજ ઉપયોગ થાય છે.

જે દહીંમાં અર્ધોઅર્ધ પાણી નાંખી સારી પેઠે વલોવી માખણ કાઢી લેવામાં આવે છે તેને "ઉદશ્વિત" ના નામથી ઓળખવામાં આવે છે, આ ઉદશ્વિત વાયુ અને કફનો નાશ કરનાર, બળવર્ધક અને શ્રમને ટાળનાર છે.

દહીંમાં ઇચ્છામાં આવે એટલું પાણી નાંખી વલોવીને માખણ કાઢી લેવું તેનું નામ "છચ્છિકા" એટલે છાશ છે, આ છાશ શીતળ, હલકી, પિત્તનાશક, શ્રમહારક, તૃષા નિવારક તેમજ મીઠું

નાંખીને વાપરવાથી વાયુ નાશક, કફ ટાળક અને અગ્નિને દીપન કરનારૂં છે.

આજકાલ લોકોના ખોરાકમાં જે છાશ વપરાય છે તે ઘણું કરીને આ રીતેજ તૈયાર કરવામાં આવે છે, અને તેથી વૈદક શાસ્ત્રમાં જ્યાં આગળ છાશ ( તક્ર ) ના ગુણો વર્ણવેલા હોય ત્યાં આગળ આ રીતે નહિ પરંતુ ઠીકની રીતેજ બનાવેલી છાસ વાપરવી.

ગુણ દોષ અને ઉપયોગ—પ્રાચીન આચાર્યોએ તક્રને ગ્રાહી એટલે મળને રોકનારી, તુરી, ખાટી, સ્વાદિષ્ટ, પચવામાં હલકી, મળમૂત્રને સાફ કરનારી, અગ્નિને દીપાવનાર, બીજા ખોરાકને પચાવનારી, વીર્ય વર્ધક, તૃપ્તિકારક અને વાયુ, પિત્ત તથા કફનો નાશ કરનારી માની ઘણાં દરદો ઉપર તેનો ઉપયોગ કરવાની ભલામણ કરેલી, એટલુંજ નહિ પરંતુ તેની એટલા સુધી પણ પ્રસંશા કરેલી છે કેઃ—

नतक्र सेवी व्यथते कदाचिन्
नतक्र दग्धाःप्रभवन्ति रोगाः ॥
यथा सुराणाममृतं सुखाय ।
तथा नराणां भुवि तक्रः प्राहुः ॥

તક્રનું સેવન કરતાં મનુષ્યોને કદી રોગ થતા નથી, તક્રપાનથી ભસ્મ કરેલાં દરદો પણ ફરીથી ઉત્પન્ન થતાં નથી જેવી રીતે સ્વર્ગ લોકમાં દેવતાઓને અમૃત સુખ આપવા વાળું છે, તેવીજ રીતે મૃત્યુલોકમાં મનુષ્યોને તક્ર ફાયદાકારક છે.

તક્રની આ પ્રસંશા કેટલાએકોને અતિશયોક્તિ ભરેલી લાગશે, પરંતુ છેક પ્રાચીન કાળથી ચાલતા આવેલા વંશપરંપરાના અનુભવથી ઘણાખરા વિદ્વાન વૈદ્યોની ખાત્રી થયેલીજ છે કે અતિસાર એટલે પાતળો ઝાડો, કોલેરા, મરડો, સંગ્રહણી, અર્શ, નળબંધ વાયુ, તાવ સિવાયનો, કમળો, પીડ, ચુંક, શુળ, ગોળો, મુત્રકૃચ્છ, મુત્રાઘાત, પથરી, ઉદર રોગ, અગ્નિમાંદ્ય, અરૂચિ, મેદ, ઉલટી, ટાઢ વાઈને આવતા તાવો, પાંડુ, ભગંદર, પ્રમેહ, તૃષા, કૃમિ, સોજા વિગેરે દરદોમાં તેનો ઉપયોગ અમૃત સમાન છે અને તેથી તેનાં એ વખાણ યથાર્થજ છે. જેમ એકલું દુધ પીને રહેવાના પ્રયોગથી પણ લાભ થાય છે, પરંતુ આ બધા ગુણો માત્ર તાજી મોળી છાશનાજ સમજવા અને તેથી સવારે તૈયાર કરેલી છાશ સાંઝ સુધી અને સાંઝે તૈયાર કરેલી છાસ સવાર સુધીજ ઉપયોગમાં લેવી.

છાશમાં જો કે આવા અનુપમ ગુણો રહેલા છે તો પણ તેના સેવનનો પ્રયોગ ઘણું કરીને શિયાળામાંજ કરવો અને બનતા સુધી ગાયના દહીમાંથી તઈયાર કરવામાં આવેલીજ છાસ વાપરવી કેમકે અત્યંત ગરમીની મોસમમાં છાશ વાપરવી એ જોઇએ તેવી હિતકર નથી, વળી ઉપર બતાવેલાં દરદોની સાથે તાવ રહેતો હોય અગરતો દરદી છેક દુબળ હોય કે મુર્છા, ભ્રમ, દાહ, કિંવા રક્તપિત એટલે લોહી પડવાના દરદથી પીડાતો હોય તો તેના માટે છાસનો ઉપયોગ કરવો નહિ, તથાપિ તાવનો વેગ અત્યંત ઝીણો અને જીર્ણ હોયતો મોળી છાશ આપી શકાય.

આજથી થોડાંજ વર્ષો પહેલાં ડૉકટર મંડળમાં છાશ એ એક નકામી ચીજ મનાતી હતી, એટલુંજ નહિ પરંતુ તેઓના સંસર્ગથી

છાશના ઉપયોગ તરફ કેટલાએક લોકોને અભાવ પણ ઉત્પન્ન થયો હતો. સંગ્રહણી જેવાં દરદોમાં દેશી વૈદ્યો પોતાના દરદીઓને બીજો બધો ખોરાક ત્યાગ કરાવીને કેવળ એકલી છાશ ઉપરજ રાખતા ત્યારે કેટલાએક ડૉક્ટરો એમ પણ બોલતા કે આ ઉંટ વૈદ્યો દરદીઓને ભુખ્યા રાખીને મારી નાંખે છે, લોકોમાં પણ એ કથનોની અસર એટલા સુધી ફેલાઇ હતી કે નવી ડૉક્ટરી સલાહ ઉપર આધાર રાખવા મંડીગયેલા કેળવાએલાઓના ઘરમાં તો છાશનાં કદી પણ દર્શન સરખાં પણ થતાં નહોતાં. છાશથી શરદી થઇ જાય છે એવી તેઓની માનિનતા થઇ ગઈ હતી અને તેથી પોતાનાં બાળકોને તો તેનો સ્પર્શ સરખો પણ કરવા દેતાં ડરતા હતા, પરંતુ વિચારોનું જ્યારે પરિવર્તન થાય છે ત્યારે વખત લાગતો નથી; અને તે પ્રમાણે છાશ સંબંધી વિચારો પણ સપાટાબંધ બદલાવા લાગ્યા. કેટલાએક હંગેરીઅન ડૉક્ટરોએ અનુભવ લેઇ જાહેર કર્યું કે દહીં અને તેમાંથી બનતી છાસમાં આંતરડાંના ચોકસ પ્રકારના જંતુઓને મારવાનો ગુણ છે અને તેથી સંગ્રહણી જેવાં આંતરડાંના વિકારનાં દરદોમાં છાશ બહુજ ગુણકારી છે. પશ્ચિમના વૈદ્ય વિદ્યાના શોધકો અને અભ્યાસકોમાં એક મોટો ગુણ એ છે કે તેઓ દરેક નવીન શોધ કે નવીન વાત સાંભળીને આગ્રહથી તેનો અભ્યાસ કરવા મંડી જાય છે, અને તેથી આ અભિપ્રાય જાહેર થયા પછી બીજા પણ અનેક યુરોપીયન ડૉક્ટરોએ છાશનો અનુભવ લેવા માંડયો, જેનું પરીણામ એ આવ્યું કે આયુર્વેદની જુનામાં જુની શોધણી એટલે કે ઘેરઘેર નિત્ય વપરાતી છાશની ડૉક્ટરી વર્ગમાં પણ સ્થાપના થઇ. જો કે અર્શ, સંગ્રહણી, ઝાડા, મરડો, ચુંક, શુળ, પીડ અને ગોળા

વિગેરેના દરદમાં છાસ અકસીર ફાયદો બનાવે છે, તો પણ તેનો ઉપયોગ સમજીને કરવો જોઇએ, સંગ્રહણીના દરદમાં છાસ ફાયદો કરે છે એ ઉપરથી ઘણા ખરાઓના મનમાં એવી ભ્રમણા ઉત્પન્ન થઇ છે કે આંતરડાંનાં બધાં દરદોમાં પણ છાશ ફાયદો કરેજ, અને તેથી લીવર અને સખ્ત બંધકોશના દરદમાં પણ તેઓ છાશ વાપરવા મંડી જાય પરંતુ તેમાં તેઓની ભૂલ છે, કેમકે છાશમાં રસ વાહિનીઓનો સંકોચ કરવાનો ગુણ રહેલો છે અને તેથી એવાં દરદોમાં તેનો ઉપયોગ કરવાથી વિશેષ બંધકોશ ઉત્પન્ન થાય છે. માટે આવાં દરદોમાં તો છાશ નહિ પરંતુ દુધનોજ ઉપયોગ કરવો જોઇએ. કેમકે ઉદરરોગ એટલે જળોદર, યકૃતોદર, વાતોદર, બદ્ધ ગુદોદર વિગેરેમાં તો દુધજ ફાયદાકારક છે, છાશ નહિ, છાશમાં પુષ્ટી આપવાનો ધર્મ નથી અને છે તો તે અલ્પ પ્રમાણમાં છે, જેથી પાચન ક્રિયાની મંદતાને લીધે ઉત્પન્ન:થતાં દરદો જેવાં કે સંગ્રહણી, મરડો, અર્શ, ચુંક, શુળ વિગેરેમાંજ તેનો ઉપયોગ કરવો એ ઠીક છે. જેને દુધ પણ ન પચે તેને છાશતો પચીજ શકે એમ સમજીને છાશનો ઉપયોગ કરવો એ માત્ર અજીર્ણ, ચુંક, શુળ અને ઝાડા, મરડા કે સંગ્રહણીના માટે જ યથાર્થ છે.

કેટલાએક મનુષ્યો પોતાને છાશ અનુકુળ નહિ આવવાની ફર્યાદ કરે છે. કોઇ કહે છે કે છાશ ખાવાથી તેમના સાંધા ઝલાય છે અથવા કળતર થાય છે કે શરદી જેવું થઇ જાય છે. નબળા શરીરમાં અથવા તો પ્રકૃતિ અનુસાર કદાચ એમ બનતું હશે એ વાત માન્ય કરીએ તો પણ ઘણી ખરી વખતે એમ પણ જોવામાં આવે છે કે તેઓ જે છાશનો ઉપયોગ કરે છે તે યથાર્થ હોતી

નથી. છાશનો ઉપયોગ કરવામાં મુખ્ય વાત એ લક્ષમાં રાખવાની છે કે એક તો ખાટી હોવી જોઇએ નહી, પરંતુ બારથી ચોવીશ કલાકના દહીંમાંથી બનેલી હોવી જોઇએ. એ કરતાં વધારે સમયના દહીંમાંથી છાશ તઇયાર થયા પછી એ કરતાં વધારે સમય સુધી પડી રહેવાથી ખાટી થઇ જવાથી માફક ન આવે અને સાંધા પકડે કે શરદી ઉત્પન્ન કરે તો તેમાં કંઇ પણ નવાઇ નથી, વળી શાક, દાળના અભાવે સુકો રોટલો ગળે ઉતારવાને માટે ગરીબ લોકો ગમે તેટલું પાણી નાંખીને કરવામાં આવેલી પાણી જેવી છાશ ખાય તો ભલે ખાય, પરંતુ તેણે ઓષધ તરીકે છાશ વાપરવી હોય તેણે તો ઉપર કહ્યા મુજબ દહીંમાં માત્ર ચોથા ભાગનું પાણી નાંખીને તયાર કરવામાં આવેલી તક્ર નામની જાડી છાશજ વાપરવી. ઉદર અને આંતરડાંના કેટલાએક રોગોમાં ડૉકટરો બીલકુલ પાણી પીવાની મના કરે છે અને જળોદર જેવાં દરદોમાં તો પાણી ખાસ નુકસાન કારક છે એ દેખીતુંજ છે, છતાં આવાં દરદોવાળાઓ પાતળી પાણી જેવી છાશ પીધા કરે તો તેના લીધે શાસ્ત્રમાં કહ્યામા મુજબ ફાયદો ન થતાં ઉલટું નુકશાન થાય એ વાત પણ નિશંકજ છે. દુધમાં ખટાશ ઉત્પન્ન થયા સિવાય તેનું દહી બનતુંજ નથી અને તેથી ગમે તેવી તાજી છાશ હોય તો પણ તેમાં યત્કિંચિત પણ ખટાશનો ભાગ હોય એ દેખીતુંજ છે. આ કારણને લેઇને ગમે તેવી મોળી લાગતી છાશનો પણ એકલો ઉપયોગ ન કરતાં તેમાં રહેલા ખટાશને તોડવા માટે ખટાશના પ્રમાણમાં તેમાં સિંધાલુણ મેળવવું જોઇએ, સિંધાલુણ ન મળે તો પછી તેના બદલે મીઠું નાંખવું પરંતુ એકલી છાશનો ઉપયોગ કરવો નહિ. વળી જેના પેટમા વાયુ રહેતો હોય

કે પેટ ચડી આવતું હોય તેણે છાશની સાથે મીઠું અને થોડીએક શેકેલી હિંગ અથવા તો હિંગાષ્ટક ચૂર્ણ મેળવીનેજ પછી છાશ ખાવી જોઇએ. જેને પિત્તનું જોર હોય, ખાટા ગચરકા કે ખાટી ઉલટી થઇ આવતી હોય તેણે તો મુદલે. ખાટી છાશ નહિજ ખાવી જોઇએ, અને જે મોળી છાશ ખાવામાં આવે તેમાં પણ શેકેલું જીરૂં તથા સાકર કિંવા મધ મેળવીને ખાવી જોઇએ. જેની કફ પ્રકૃતિ હોય કિંવા જેને છાશ ખાવાથી શરદી થઇ આવતી હોય તેણે મીઠા ઉપરાંત સુંઠ, મરીઆં અને લીંડી પીંપર કિંવા એકલી સુંઠનું ચુર્ણ ઉમેર્યા બાદજ છાશનો ઉપયોગ કરવો.

છાતીનાં દરદો અને તેમાં પણ વિશેષ કરીને શ્વાસ કાસ Bronchitis, સળેખમ, શરદી, દમ અને કફથી ભરેલી ખાંશીમાં છાશનો ઉપયોગ કરવો એ હિતાવહ નથી. હાલમાં કેટલાએક ડાકટરો ક્ષયના દરદીઓને પણ છાશની ભલામણ કરેછે, તેથી ઘણું-કરીને જેનાં આંતરડાં બગડેલા હોય તેવા દરદીઓનેજ ભલામણ કરતા હશે, પરંતુ એકાદ ઉપચારક દરદનું સ્વરૂપ સમજીને અમુક ચીજની ભલામણ કરે તે ઉપરથી કોઇએ પણ વગર વિચારે તેનું અનુકરણ કરવા મંડી જવું એ સલામત નથી.

અર્શ અને સંગ્રહણીના દરદ માટે છાશ એ છેક પ્રાચીન કાળથી એક અકસીર ઉપાય મનાએલો છે. અને તેથી આર્ય વૈદ્યક ના જુનામાં જુના ચરક સંહિતા નામે ગ્રંથમાં પણ લખવામાં આવ્યું છે કેઃ—

ચિત્રાનાં મુળીઆંની છાલને બારીક વાટીને એક માટીના વા-સણમાં તેનો લેપ કરવો. આ વાસણમાં તૈયાર કરવામાં આવેલું

દહીં અથવા તો છાશ અર્શના વ્યાધિમાં અત્યંત હિતકારક છે. જો કે પિત્તથી ઉત્પન્ન થએલા એટલે લોહી પડતા અર્શમાં છાશનો જોઇએ તેવો ઉપયોગ થઇ શકતો નથી, પરંતુ સુકા એટલે વાયુ અને કફથી થયેલા અર્શોના માટે તો છાશથી ઉત્તમ બીજો કોઇ ઉપાયજ નથી. દરદીના દોષનો વિચાર કરીને જેમાંથી માખણ કાઢી લેવામાં ન આવ્યું હોય તેવી એટલે ઘોલ, કે મથિત નામવાળી છાશનો કિંવા લુખી એટલે માખણ કાઢી લીધેલી તક્ર નામની છાશનો ઉપયોગ કરવો જોઇએ. આને માટે સામાન્ય નિયમ એવો છે કે જે અર્શ કફના કોપથી ઉત્પન્ન થયા હોય તેમાં લુખી છાશ એટલે તક્રનો, જેમાં વાયુ અને કફનો કોપ સરખા ભાગે હોય તેમાં અર્ધા ચીકટવાળી એટલે મથિતનો અને જેમાં કેવળ વાયુનો કોપ હોય તેના દરદમાં જેમાંથી બિલકુલ ચિકટ કાઢી લેવામાં ન આવ્યું હોય તેવી છાશનો એટલે ઘોલનો ઉપયોગ કરવો.

દરદીનું બળ, ઋતુ, દેશ, રોગની સ્થિતિ વિગેરેનો વિચાર કરીને વૈદે દરદીને અન્ન પાણી વિગેરે બીજી ચીજોનો આહાર પરીત્યાગ કરાવીને સાત, દશ, પંદર કે ત્રીશ દિવસ સુધી કેવળ છાશ ઉપરજ રાખવો. જેનો જઠરાગ્નિ અત્યંત મંદ પડી ગયો હોય તેવા દરદીને તો કેવળ છાશ ઉપરજ રહેવાથી જેનું પોષણ ન થઇ શકતું હોય તેને માત્ર સાંઝના સમયે ચોખાની ધાણીની છાશમાં ઘેંશ બનાવીને આપવી, અથવા તો છાશની સાથે ઘી નાંખેલો ભાત આપવો, અથવા તો છાશમાં તૈયાર કરવામાં આવેલો મગનો યુષ આપવો અને તે પચી જાય એટલે પાછી સિંધાલુણ નાંખેલી છાશ પાવી.

જેટલા દિવસો માટે છાશના સેવનનો પ્રયોગ કરવામાં આવ્યો હોય તે સમય પુરો થાય ત્યાર પછી એકદમ છાશ છોડી દેઇને

દરદીને કેવળ અન્નનો આહાર શરૂ કરવો નહિ, પરંતુ છાશનો પ્રયોગ જો એક મહીનો ચલાવવામાં આવ્યો હોય તો તે પુર્ણ થયા પછી ધીમે ધીમે ચોખા, મગનો યુષ વિગેરે હલકો ખોરાક થોડો થોડો આપવો અને બાકીની ક્ષુધા છાશ પાઇને તૃપ્ત કરવી. આ પ્રમાણે ધીમે ધીમે દરરોજ થોડો થોડો અન્નનો આહાર વધારતા જઇને બીજા એક મહીના પછીજ છાશનો કેવળ ત્યાગ કરવો.

આ પ્રમાણે બરાબર રીતે સમજીને જે મનુષ્ય તક્ર સેવનના પ્રયોગનું અવલંબન કરે છે, તેનો જઠરાગ્નિ દ્રઢ થાય છે. બળ. પુષ્ટિ અને વર્ણનો વધારો થાય છે. શરીરમાંથી નાશ પામેલું લોહી, માંસ પાછું ભરાય છે અને અર્શનો વ્યાધી નાબુદ થાય છે જે ફરીથી ઉત્પન્ન થતોજ નથી. પૃથ્વી ઉપર ઉગેલા દ્રઢ મુળવાળા ડાભ, અને કાસની જડ પણ તેઓના મુળમાં છાશ રેડવાથી નાબુદ થઇ જાય છે, તો પછી તક્રસેવનથી જેની જઠરાગ્નિ મંદ સંદીપન થયેલી છે એવા મનુષ્યના સુકા અર્શ જતા રહે તેમાં શું આશ્ચર્ય !

છાશના સેવનથી સ્રોતોની શુદ્ધિ થઇ ઉત્તમ પ્રકારે જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે, અને તેથી ખાધેલા ખોરાકનું સારી રીતે પાચન થઇ તેમાંથી ઉત્તમ રસ ઉત્પન્ન થાય છે. જેથી વાયુ અને કફ જનિત સંગ્રહણી અને ઉદર રોગોમાં પણ અર્શની માફક છાશનો પ્રયોગ કરવો એ સર્વથા પ્રયોજનીય છે.

આ ઉપરથી લક્ષમાં આવશે કે વાયુ કિંવા કફના કોપથી થયેલી આંતરડાંની નબળાઇ કિંવા જઠરાગ્નિની મંદતાને અને તેના લીધે થયેલા અર્શ, ગ્રહણી, બેંક, શુળ, ગોળો, અજીર્ણ આફરો વિગેરે દરદોમાં તક્ર સેવનનો પ્રયોગ હિતકરછે, પરંતુ પિત્તની વિકૃતિને લીધે

થયેલાં યકૃતવૃદ્ધિ, બંધકોશ, રક્તાર્શ, આમ રક્તાતિસાર વિગેરે દરદોમાં છાશનો પ્રયોગ જોઇએ તેવો ફાયદો કરતો નથી. અને તેથી તેવાં દરદોમાં છાશના બદલે આ પુસ્તકના પહેલા ભાગમાં બતાવ્યા મુજબ કેવળ દુધ પીને રહેવાનોજ પ્રયોગ કરવો.

સંગ્રહણીના દરદમાં કેવળ છાશ, દુધ કે દહીં પીનેજ રહેવાના પ્રયોગની પ્રાચીન આચાર્યોએ તો ભલામણ કરી છે, પરંતુ આધુનિક રસવૈદ્યોનો આવો એકાદ પ્રયોગ ચાલતો હોય તેવા સમયમાં તે દરદને નાબુદ કરવાના કાર્યમાં અનુકુળ થઇ પડે તેવી કેટલીએક ઔષધીય બનાવટોનો પણ ઉપયોગ કરતા જણાય છે. આ બનાવટોમાં દુગ્ધવટી, તક્રવટી અને દધિવટી એવી ત્રણ પ્રકારની બનાવટો સાથે વાપરવાથી દરદીઓને જલદી ફાયદો થયાનો અનુભવ ઘણાએક વૈદ્યોને આવેલો છે, અને તેથી તે બનાવટો અત્રે આપવાનું યોગ્ય ધારીએ છીએ.

**દુગ્ધવટી**—શુદ્ધ કરેલો હિંગળોક એક તોલો અને લવિંગ, અફીણ, વછનાગ, જાયફળ તથા ધતુરાનાં શુદ્ધ બીજ એ દરેક અડધો અડધો તોલો લેઇ ચૂર્ણ કરી વિજયાભાંગના રસમાં ખરલ કરી મગના દાણા જેવડી ગોળીઓ વાળવી. આ ગોળીઓમાંથી દર રોજ સવાર, સાંઝ એક એક ગોળી ખાવી અને તેના ઉપર માત્ર દુધ પીનેજ રહેવું, અથવા જો એકલા દુધથી ન રહેવાય તો સાઠી ચોખાનો મોળો ભાત અને દુધ ખાવાં. બીજું કંઇ પણ ખાવું નહિ, મીઠા અને પાણીનો તો તદન ત્યાગજ કરવો જેથી સોજા, કમળો, સંગ્રહણી અને ઝાડા, મરડા દુર થાય છે.

**તક્રવટી**—શુદ્ધ પારો એક ભાગ, ગંધક એક ભાગ, વછનાગ બે ભાગ, તામ્રભસ્મ ચાર ભાગ, મંડુરભસ્મ બાર ભાગ અને લીંડી પીંપરનું ચુર્ણ બાર ભાગ લેઇ શાહજીરાના ક્વાથમાં ઘુટીને એક વાલના પ્રમાણમાં ગોળાઓ વાળવી.

દરરોજ સવાર સાંઝ એક ગોળી છાશ સાથે લેવી અને તેના ઉપર કેવળ છાશ પીને રહેવું, મીઠું ખાવું નહિ, તેમજ પાણી પણ પીવું નહિ જેથી સંગ્રહણી અને મંદાગ્નિથી ઉત્પન્ન થયેલા દરદો દુર થાય છે,

**દધિવટી**—શુદ્ધ પારો, ભાંગરાના રસમાં શોધેલો ગંધક (ગંધક તે શોધતી વખત ઘીમાં ઓગાળ્યા પછી દુધના બદલે ભાંગરાના રસમાં ઠારવો, શુદ્ધ હરતાલ, વછનાગ, મોરથુથુ, ચણકબાલા, તામ્રભસ્મ, ખલખાપરીયું, સોના મુખીની ભસ્મ અને લોહભસ્મ એ બધાં સરખા ભાગે લેઇ ચૂર્ણ કરી તેને ગોડ, માલકાંકણી, ધોળા ફુલની ગલેણી, અરણી, અને ચિત્રાનાં મૂળીઆંના રસની ભાવના દેઈ સરસવના દાણા જેવડી ગોળીઓ વાળવી અને તેમાંથી સાત ગોળીઓ લીંડી પીંપરના ઉકાળા સાથે આપવી અને તેના ઉપર સાકર નાંખેલું દહીં ખાવું, જેથી સંગ્રહણી અને જઠરાગ્નિની મંદતા દુર થાય છે.

---

# ડાંભો, કાંટાળો ડાંભો.

સં. મારિષ, કંટકમારિષ, હિં. મરસા, નવડા, કટિનતીઆ, મ. કાંટેભાજી, પોકળયાચી ભાજી, પાઠાચી ભાજી, માટ, કાંટેમાટ, અં. કાંટાનટે ગુ. ડાંભો, કાંટાળો ડાંભો, કાંટાળો ઢીમડો, લા. Amarantus spinosus.

વિવરણ—આ વનસ્પતિની સાદો ડાંભો અને કાંટાળો ડાંભો એવી બે જાત થાય છે, એના છોડવા ઢીમડાના છોડવાને મળતા થતા હોવાથી કેટલીએક જગ્યાએ તેને કાંટાળા ઢીમડાના નામથી પણ ઓળખે છે. ચોમાસાની ઋતુમાં એના છોડવા પુષ્કળ પ્રમાણમાં ઊગી આવે છે અને તે દોઢથી અઢી ફીટ જેટલા ઊંચા વધે છે, તો પણ કેટલીએક વખતે તે જમીન ઉપર છાતળાંની માફક પથરાયેલા પણ જોવામાં આવે છે, એમાંથી શાખાઓ ઘણી નીકળે છે અને તે લીલા કે જાંબુડી છાયા લેતા રંગની અને ચળકતી હોય છે. એનાં પાંદડાં લંબગોળ અને ઉપરની બાજુથી ઘેરા લીલા અને નીચેની બાજુથી ફીકા લીલા રંગનાં હોય છે. પાંદડાંઓના ખૂણામાં તીખી અણીવાળા સીધા કાંટા આવેલા હોય છે. ફુલો પીળાસ લેતા લીલા રંગનાં અને સૂક્ષ્મ કદનાં હોઇ પત્રકોણ તથા શાખાઓને છેડે લાંબી નરમ લટના જેવી કલગીઓના સ્વરૂપમાં આવેલાં હોય છે તેમાં વચલી લાંબી કલગીઓના થડ પાસે થોડી ટુંકી કલગીઓ પણ હોય છે, ફળો કાચાં હોય ત્યારે ફીકા લીલા રંગનાં અને સૂકાય છે ત્યારે ભુરા રંગનાં થઇ જાય છે. દરેક ફળમાં એક, એક બારીક બીજ હોય છે જે ઘેરા, તપખરીઆ કે કાળા રંગનું હોઇ ઘણુંજ લીસું અને ચળકતું હોય છે.

ડાંભો શાક ભાજી તરીકે દરરોજના ખોરાકમાં વપરાતો હોવા-
થી સર્વત્ર પ્રસિદ્ધ છે.

ગુણદોષ અને ઉપયોગ—વૈદકશાસ્ત્રમાં તો ડાંભાને મધુર, શીતળ, મળને રોકનાર, પિત્તનાશક, વાયુ અને કફને કરનાર, રક્તપિત્ત નિવારક તથા અગ્નિની વિષમતાને દુર કરનારો માનેલો છે, પરંતુ આર્યૌષધિ સબંધિ શોધખોળ કરનારાઓને એ ઉપરાંત તેના બીજા જે ચમત્કારીક ગુણો અનુભવમાં આવ્યા છે તે સંબંધિ વર્ણન કરતાં ડીમક સાહેબ જણાવે છે કે:—

"The authors of the Pharmacopaeia of India regard the plant as a simple emollient, and inferior to many others, but recently the root has been found to be of great service in the treatment of gonorrhoea and eczeima. In gonorrhoea it is said to stop the muco-prulent discharge and all the concomitant symptams, such as heat, scalding and general irritation.

"ફાર્માકોપીઆ ઑફ ઇન્ડીઆ" ના કર્તા આ વનસ્પતિને સાધારણ વેદના શામક અને બીજાં ઘણાં ઔષધોથી ઓછી ફાયદાકારક માને છે, પરંતુ હાલમાં થોડો વખત થયાં તેનાં મૂળીઆં પ્રમેહ અને ખરજવાની સારવારમાં ઘણું કામ કરનારાં માલમ પડયાં છે. પ્રમેહના દરદમાં એનો ઉપયોગ કરવાથી રસી વહેતી દુર થાય છે, તેમજ પેશાબની ઉષ્ણતા, જનનેન્દ્રિયનો દાહ ( બળતરા )

તણખા મારવા વિગેરે આ દરદને લીધે થતા સઘળા ઉપદ્રવો પણ નાબુદ થાય છે.

"ઑગ્મે મેટેરીયા મેડિકા" ના કર્તા ડૉક્ટર આર, એન, ખોરી જણાવે છે કેઃ—

The root is given in combination with other astringents in menorrhagia and in gonorrhoea, Its ashes are used for the same purposes as the ashes of Aghada, apaste of which is applied in eczema.

એનાં મૂળીઆં બીજા ગ્રાહી પદાર્થો સાથે મેળવીને રક્તપ્રદર અને પ્રમેહમાં આપવામાં આવે છે. અઘેડાના છોડવામાંથી કરવામાં આવેલી રાખ જે જે કાર્ય સારૂં વપરાય છે, તે, તે કાર્યોમાંથી આની રાખ પણ વપરાય છે. વળી એ રાખને પાણી સાથે ઘુંટીને તેનો ખરજવાં ઉપર લેપ કરવામાં આવે છે.

ઉપરના બે લેખો વાંચ્યા પછી એનાં મૂળીઆંના ઉકાળાનો અમારા તરફથી પણ પ્રમેહના કેટલાએક દરદીઓ ઉપર ઉપયોગ કરી જોતાં તેમાં મુત્રલ, શોથઘ્ન, ગ્રાહી અને વિષહર ગુણો રહેલા છે એમ અનુભવમાં આવ્યુંછે, કેમકે એના ઉપયોગથી પેશાબ છુટથી ઉતરે છે, મૂત્ર નળીનો સંકોચ દુર થાય છે, પેશાબની ઉષ્ણતા તથા જનનેન્દ્રિયનો દાહ શાન્ત થાય છે, રસી આવતી બંધ પડે છે અને પ્રમેહનું વિષ શાન્ત થઈ દરદીને આરામ થાય છે. આ રીતે આ ઔષધિ પ્રમેહના દરદ ઉપર ઉત્તમ કાર્ય કરી શકે છે, અને

તેથી આ દરદ ઉપર સુખડનું તેલ, ચણકબાબનું તેલ, કોપેબા ઑઇલ કે એવીજ બીજી મોંઘા મૂલ્યે મળતી વસ્તુઓ વાપરવા કરતાં કુદરતના ભંડારમાંથી મફત મળતી આ ઔષધિનો ઉપયોગ કરવો એ ગરીબોના માટે અત્યંત ફાયદાકારક છે.

---

## દાદરો. ( વેંછીકાંટો ).

સં. અરિષ્ટ મંજરી, હિં. ખોખલા, ખોકાલા, કુપ્પિ, મ. ખોખલી. કુપી, ખાજોટી, બં. મુક્તવર્ષી, ગુ. દાદરો, વેંછીકાંટો લા. Acalypha Indica.

વિવરણ—દાદરાના છોડવા ઘણીખરી જગ્યાએ બારે માસ જોવામાં આવે છે, તોપણ ચોમાસામાં તે વિશેષ ઊગી આવે છે. આ છોડવા એકથી ત્રણ ફૂટ ઊંચા વધે છે. એની ડાંડી ઘણું કરી પાતળી અને સીધી વધેલી હોય છે અને તેમાં વિશેષ શાખાઓ નીકળેલી હોતી નથી; પરંતુ કોઇવાર તેમાં ઉત્તરોત્તર નાની થતી શાખાઓ નીકળેલી હોય છે તેથી એનો છોડવો ઝુમર જેવો ભરાએલો દેખાય છે. એનાં પાંદડાં મધ્ય ભાગેથી પહોળાં અને બન્ને છેડે જરા સાંકડાં થતાં હોઇ તે એકથી ત્રણ ઇંચ લાંબાં અને ૦॥। થી ૨॥ ઇંચ પહોળાં હોય છે. પાંદડાંની કોર સૂક્ષ્મ દાંતાવાળી હોય છે, પરંતુ ડીંટડીની નજીકમાં અખંડ હોય છે. એની ડીંટડી ૨ થી ૩॥ ઇંચ લાંબી અને સીંગડાની સળી જેવી પાતળી હોય છે. એનાં ફુલો સૂક્ષ્મ, પીળાશ લેતા લીલા રંગનાં અને ફળો

એરંડાનાં ફળોની માફક ત્રણ ખાંચીઆવાળાં હોઇ કદમાં ના લાઇન વ્યાસનાં હોય છે. એના આખા છોડવા ઉપર સફેદ વળની ફેલાટી હોય છે તેમજ એમાંથી એરંડા જેવી અણગમતી વાસ નીકળે છે.

**ગુણદોષ અને ઉપયોગ**—પ્રાચીન વૈદ્યક ગ્રંથોમાં આ ઔષધિના ગુણદોષ વર્ણવવામાં આવેલા હોય એમ જણાતું નથી, તેથી દેશી વૈદ્યો તરફથી તેનો વિશેષ ઉપયોગ થતો નથી. માત્ર કેટલાએક ગામડીઆ લોકો તેનાં પાંદડાંના રસનો દાદર ઉપર ચોપડવામાં ઉપયોગ કરે છે. પરંતુ આ દેશમાં થતી વનસ્પતિઓના ગુણદોષો સબંધિ બારીકીથી શોધખોળ કરનારા વિદેશી વિદ્વાનોને તેમાં કેટલાએક ઉત્તમ ગુણો માલમ પડયા છે અને તેથી તે ગુણોનું વર્ણન કરતાં ડૉકટર ડીમક જણાવે છે કેઃ—

The expressed juioe of tne leaves is in great repute, where ever the plant grows, as an emetio for children, and is safe certain and speedy in itsaction like The cacuanha, it seem to have little tendency to act on the bowels or dispress the vital powders, and it decidedly increases the secretion of the pulmonary organs. The dose of the expressed juice for infant is a tea spoonful.

આ છોડવાઓ જ્યાં આગળ થાય છે ત્યાં આગળ એનાં પાંદડાંનો રસ બાળકોને ઊલટી કરાવવાને માટે ઘણો જાણીતો છે

અને તે આઇપીકાક્યુઆનાની માફક સહીસલામત, ખાત્રીબંધ અને તત્કાળ અસર કરનારો છે, વળી તેમાં આંતરડાં ઉપર રેચક તેમજ હૃદય ઉપર શામક અસર કરવાની પણ કંઇક પ્રકૃતિ રહેલી છે, અને તે ફેફસાંના પ્રવાહને મજબુત રીતે વધારે છે. બાળકોના માટે તેના રસની માત્રા એક ચાહા પીવાના ચમચાપુર છે. એકોનોમિક પ્રૉડક્ટ્સ ઑફ ઇન્ડીઆ નામે વિખ્યાત ગ્રંથના કર્તા ડોકટર વૉટ સાહેબને આ ઔષધિ સબંધિ લખતાં સરજ્યન બ્રીગેડ જણાવે છે કેઃ—

In asthma and bronchities I have employed it with benefet both for children and adults.

દમ અને કંઠનળીના સોજાથી ઉત્પન્ન થયેલી ખાંસીના દરદમાં મેં તેને બાળકો તેમજ મોટાં મનુષ્યોમાં સારા ફાયદા સાથે વાપર્યું છે.

મ્યાન્યુઅલ મેટેરિયા મેડિકાના કર્તા ડૉક્ટર આર, એન ખોરી જણાવે છે કેઃ—

Cathartic emetic expectorant and vermifuge, The infusion with a little garlie is used to expel worms in children, Ths decoetion is safe; speedy and sure laxative and emetic like senega or The cacuanha. It increases the pulmonary secretions but does not cause any deprision of the vital powers; given in pulmonary

tuber culosis, croup, asthma, and bronchites of children.

આ ઔષધિ ઝાડો સાફ લાવનાર, ઊલટી કરનાર, કફને બહાર કાઢનાર અને કૃમિઘ્ન છે, થોડાએક લસણ સાથે એનો ચાહ! બના-વીને બાળકોના કૃમિ દુર કરવાને માટે વપરાય છે.

બાળકોની ફેફસાંની ચાંદીઓ, કુકડીઆ ખાંસી, દમ અને કંઠનળીના સોજામાં આપવાથી એનો ઊકાળો સહીસલામતી ભરેલો, ખાત્રીવાળો, તરતજ અસર કરનારો, ઝાડો સાફ ઊતારનારો અને ઊલટી વાટે કફ બહાર કાઢનારો તેમજ આઇપીકાકયુઆના અને સેનેગાની માફક કફને હરનારો ઈલાજ છે. જો કે તે ફેફસાંમાંથી કફનો પ્રવાહ બહાર નીકળવાની ક્રિયામાં વધારો કરે છે, પરંતુ જીવનતત્વનો ઘટાડો થાય અર્થાત્ હૃદયની ગતિ નબળી પડે એવું કંઈ પણ કારણ ઉત્પન્ન કરતો નથી.

આ બધા ઉપરથી જણાય છે કે ન્હાનાં બાળકોની ખાંસી, દમ અને કફના માટે આ એક ઊત્તમ ઔષધિ છે માટે વૈદ્યોએ તેનો છુટથી ઉપયોગ કરી અનુભવ લેવો ઘટે છે.

"ઇન્ડીઅન પ્લૅન્ટસ એન્ડ ડ્રગ્સ" ના કર્તા મે. નાડકર્ણી સાહેબ તેના આ બધા ગુણો વર્ણવવા ઉપરાંત વળી વિશેષમાં જણાવે છે કેઃ—

Hakims treat cases of acute mania in early stages by the following mode; Take of one ounce of fresh juice of the leaves and dissolve

in it six grains of common salt; drop a little of this mixture in both nostrils every morning and then place the patient under cold shower baths for three mornings regularly; this causes a quantity of mucus and other matter to escape from the nostrils.

હકીમો થોડાજ દિવસો થયાં થયેલી એટલે નવિન ઘેલછાની પ્રાથમિક સ્થિતિની સારવાર નીચે મુજબ કરે છે.

આ ઔષધિનાં પાંદડાંનો રસ એક અધોળ લેઈને તેમાં ૬ ઘઉં-ભાર ખાવાનું સાદું મીઠું ઓગાળવું. પછી દરરોજ સવારના બન્ને નસકોરામાં આ મિશ્રણ થોડુંએક નાંખવું, અને પછી દરદીના માથા ઉપર વર્ષાદના ઝાપટાના ગાદક પડે એવી રીતે ઠંડા પાણીથી સ્નાન કરાવવું. આ પ્રમાણે બરાબર રીતે ત્રણ રોજ સવારના કરવું જેથી તેના નાકવાટે મગજમાં એકઠો થયેલો દોષ કફ સાથે નીકળી જઈ આરામ થાય છે.

---

## પટોળ.

સં. પટોલ, તિક્ત, હિં. કડવે પરવલ, બં. તિત પલેતા, મ. કડુ પડવળ, ગુ. કડવાપંડોળ, આંખ ફુટામણી, લા. Trichosanthis Ciecumerina.

વિવરણ—આંખ ફુટામણીના વેલા ચોમાસે ઘણા જોવામાં આવે છે, તેમાં પાંદડાંની સામી બાજુએ ઝીણા તાર જેવા તંતુઓ

માં ગુચ્છાં નીકળે છે, જેઓની મદદથી નજીકનાં ઝાડવાને પકડી તેઓના ઉપર વેલા ચડી જાય છે. એનાં પાંદડાં દોઢથી પાંચ ઇંચ લાંબાં અને બેથી છ ઇંચ પહોળાં હોઇ પાંચથી સાત ખૂણીઆવાળાં હોય છે. એમાં શ્રાવણ, ભાદરવે ધોળાં રંગનાં ફુલો આવે છે, જે એક ઇંચ વ્યાસનાં અને અણગમતી વાસવાળાં હોઇ ઘણું કરી સ-વારના ઊઘડે છે. ફળો કાચાં હોય ત્યારે લીલા રંગનાં અને પાકે છે ત્યારે સિંદુરીયા રાતા રંગનાં થઇ જાય છે, ફળો ઉપર ઝીણી ધોળી છાંટણી અને દશ, કે બાર ધોળી પટી કે લીટીઓ હોય છે, જે ફળના મથાળે તેની અણીની ઉપર એકઠી થાય છે. ફળોનો આકાર વાડકારેલાં જેવો હોય છે, પરંતુ તે લીસાં અને બન્ને છેડે સાંકડાં થતાં લાંબી અણીવાળાં હોઇ દોઢથી ત્રણ ઇંચ લાંબાં અને ૦ાા થી દોઢ ઇંચ પહોળાં હોય છે. એના આખા વેલામાંથી એક જાતની અણગમતી કડવાસ લેતી વાસ નીકળે છે.

**ગુણદોષ અને ઉપયોગ**—પ્રાચીન નિઘંટકારોએ પટોળને તીખી, દસ્તને ઊતારનાર, ગરમ, કડવી, મળને ભેદનાર, પાચક, અ-ગ્નિ પ્રદીપક તથા પિત્ત, કફ, ખરજ, કોઢ, લોહી બિગાડ, તાવ, દાહ, તૃષા, ઊદર રોગ, વ્રણ, વિષ અને ત્રિદોષશામક માનેલી છે, તેમાં પણ એનાં પાંદડાંમાં પિત્તને શમાવવાનો, મૂળીઆંમાં રેચક, વેલાઓમાં કફનાશક અને ફળોમાં સારક તથા ત્રિદોષ શામક અર્થાત્ વાયુ, પિત્ત અને કફને પોતપોતાના સ્થાનકમાં સ્થાપન કરવાનો ગુણ મૂખ્ય ભાગે રહેલો છે એમ માનેલું છે અને તેથી એનાં મૂળી-આં અને ફળો જુલાબ દેવાના કામમાં બીજી દવાઓ સાથે મેળવીને વપરાય છે. મૂળનો સ્વરસ જેમ ઘણો રેચક મનાય છે, તેવીજ રીતે

પાંદડાંનો સ્વરસ વમન કરાવનારી અસરવાળો મનાય છે અને તેથી જે દરદોમાં ઊલટી કરાવવાની અગત્ય જણાય છે તેમાં આપવામાં આવે છે. આ ઔષધિમાં રક્તશોધક ગુણ હોવાથી વિસ્ફોટક, ઉપદંશ અને લોહી વિકારનાં બીજાં દરદોમાં પણ જેમ તેનો ઉપયોગ થાય છે, તેવીજ રીતે જ્વરઘ્ન ગુણ હોવાથી એના એક રૂ. ભાર વેલાઓનું ચૂર્ણ અને તેટલાજ ધાણાને રાત્રિએ બાર તોલા પાણીમાં ભીંજાવી રાખી સવારના તે પાણી ગાળી લેઇને પછી તેમાં મધ નાંખી તેના બે ભાગ કરી એક ભાગ સવારે અને બીજો સાંઝે પીવાથી નહિ ઊતરતા હઠીલા તાવો પણ ઊતરી જાય છે.

આ ઔષધિ અનેક દરદો ઉપર ફાયદો કરનારી હોવાથી પ્રાચીન આર્યવૈદ્યોએ જુદાં જુદાં દરદો ઉપર તેની જે વિધવિધ બનાવટો નિર્માણ કરી છે, તેઓ પૈકી નીચે બતાવેલી મૂખ્ય છે.

૧. પટોળાષ્ટક ચૂર્ણ—પટોળ, હરડે, બહેડાં, આમળાં, લીંબડાની અંતરછાલ, ગરીયાતું, ખેરની છાલ અને બીવાની છાલ એ બધાં સરખા ભાગે લેઇ ખાંડી ચૂર્ણ કરવું. માત્રા દર ટાઇમે ાા થી ાાા તોલો.

૨. પટોળાદિ ક્વાથ—પટોળનું પંચાંગ, ઇંદ્રજવ, દેવદાર, હરડે, બહેડાં, આમળાં, દ્રાક્ષ, નાગરમોથ, જેઠીમધ, ગળો અને અરડુસી એ બધાં સરખા ભાગે એકઠાં કરી તેમાંથી ચાર તોલા લેઈ ચોસઠ તોલા પાણી સાથે ઊકાળતાં આઠ તોલા પાણી બાકી રહે ત્યારે ઊતારી ગળી લેઇ દર વખતે ચારથી આઠ રૂ. ભાર જેટલું પાવું.

આ ઉકાળો રાત દિવસ નહિ ઉતરતા તાવમાં ઉપયોગી છે.

એટલુંજ નહિ પરંતુ તે રોજીઆ, તરીઆ, એકાંતરીઆ, ચોથીઆ વિગેરે ટાઢ વાઇને કિંવા એમને એમ આવતા બીજા વિષમજ્વરો ઉપર પણ વપરાય છે. પટોળાદિક્વાથ તેમજ પટોળાષ્ટક ચૂર્ણ ગરમ જળ સાથે લેવાથી સારી પેઠે રેચ લાગે છે અને તેથી કમળો, બંરોળ, લીવરનો વધારો વિગેરેમાં તેનો ઉપયોગ કરવાથી ઉત્તમ પરીણામ આવે છે. વળી પટોળાષ્ટક ચૂર્ણમાં ગળો મેળવી તેનો ઉકાળો કરી તેમાં ગુગળ મેળવીને પીવાથી શરીર ઉપર ફુટેલા ઉપદંશની ફુટ બેસી જાય છે.

૨ પટોળાદિ ક્વાથ નંબર ૨—પટોળના પાંદડાં ગળોના વેલા, નાગરમોથ, ચરીઆતુ, લીંબડાની અંતરછાલ, ખેરસાર અને અરડુસીનાં મૂળીઆંની છાલ એ બધાં સરખે ભાગે લેઇ રીતસર ઉકાળો તૈયાર કરી દર ટાઇમે ચારથી આઠ તોલા પીવો.

આ ક્વાથમાં લોહીને શુદ્ધ કરવાના તથા તાવને હરવાના ઉત્તમ ગુણો સમાએલા છે, અને તેથી ગડ ગુમડ સાથેના તેમજ બીજા ફુટી નીકળતા તાવોમાં અત્યંત અસરકારક ઉપાય મનાય છે.

પટોળાદિ ક્વાથ નંબર ૩—પટોળનું પંચાંગ, ગળો, નાગરમોથ, અરડુસી, ધમાસો, ચરીયાતુ, લીંબડાની અંતરછાલ, કડુ અને ખડસલીઓ એઓનો ઉકાળો કરીને પીવાથી શીતળાના દાણા કાચા હોય તો તે શમી જાય છે અને પાકા થયેલા હોય તો સુકાઇ જાય છે શીતળાનો તાવ શાન્ત કરવાને તેમજ દાહ, જ્વર, રતવા અને પીત્તના અધિકતાવાળાં વણો નાબુદ કરવાને માટે એનાથી ઉત્તમ બીજું ઔષધ નથી.

**પટોળાદિ ચૂર્ણ**—પટોળનાં મૂળ, હળદર, વાવડીંગનાં બીજ, કપીલો, હરડે, બહેડાં, આમળાં એ દરેક બે, બે ભાગ, તજ અને ગળોનાં મૂળ એ દરેક ત્રણ, ત્રણ ભાગ તથા નસોતરનાં મૂળની છાલ ચાર ભાગ લઇ ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરવું.

આ જળ રેચક ઓષધ છે અને તે દશ બાર વાલ જેટલો લેઇ ચાર તોલા ગાયના મૂત્ર સાથે પીવાથી કમળો, જળોદર, સોજા વિગેરે દરદોમાં ઉત્તમ ફાયદો થાય છે. જ્યાં સુધી આ ઓષધનું સેવન ચાલતું હોય ત્યાં સુધી ખોરાક તદન હલકો એટલે કાંજી ભાત કે ઓસામણ જેવોજ વાપરવો જોઇએ.

**પટોળાદિ વમન**—પટોળનાં પાંદડાં, અરડુસી, લીંબડાની અંતરછાલ, ઘોડાવજ, આકડાના મૂળની છાલ અને મીંઢળનાં ગર્ભ એઓને ખાંડીને ચૂર્ણ કરવું.

આ ચૂર્ણ ૦। થી ૦॥ તોલા જેટલું લેઇને ગરમ પાણી સાથે પીવાથી ઊલટી થઇ તેની અંદર કફ અને પીત્ત નીકળી જાય છે.

**શોધન ચૂર્ણ**—પટોળનાં મૂળ મોથ, હરડે, બહેડાં, આમળાં, મીંઢળનો ગર્ભ, પરજનાં બીજ, ગરમાળાનો ગોળ, ઇંદ્રજવ, સાતવીણની છાલ, ઉપલેટ, કુકડવેલનાં ફળ, દારૂહળદર અને સરસવ એ બધાં સરખા ભાગે લેઇને ચૂર્ણ કરવું અને તેમાંથી દર ટાંકણે ૦॥ થી એક રૂ ભાર જેટલું લેઇ ગરમ પાણી સાથે પીવું જેથી ઝાડો તથા ઉલટી થઇ ચામડીનાં દરદો, કોઢ, સોજા, પાંડુરોગ, મેલેરીઆનો તાવ વિગેરે નાબુદ થાય છે.

# પીલુડી.

સં. કાકમાચી, વાયસી, હિ. મકોય, કવૈયા, મ. લઘુકાવળી ગુ. પીલુડી પેપડી, બં. ગુડ કાગાઇ, લા. Solanum Nigram.

વિવરણ—પીલુડીના છોડવા ચોમાસે ઘણા ઉગી આવે છે, અને કેટલાએક જગ્યાએ તે બારે માસ પણ જોવામાં આવે છે એ છોડવાઓ એકથી ત્રણ ફુટ ઉંચા વધતા હોઇ તેની શાખાઓ મરચી, રીંગણી કે ધંતુરાની શાખાઓના માફક આડી અવળી નીકળેલી હોય છે. એનાં પાંદડાં મરચીનાં પાંદડાંને મળતાં હોઇ ફુલ સૂક્ષ્મ ધોળા રંગનાં અને ફળ ગોળ વટાણા જેવડાં હોયછે, જે પાકે છે ત્યારે રાતાં અને કાળા રંગનાં થઇ જાય છે. આ છોડવાઓ દરેક સ્થળે થતા હોવાથી સર્વત્ર પ્રસિદ્ધછે. અને કેટલાએક સ્થળોએ "ટીલમડી" ના નામથી પણ ઓળખાય છે.

ગુણદોષ—પીલુડીમાં સોજાને ટાળવાનો, મૂત્રલ, સારક અને રક્તશોધક ગુણ સમાએલો છે, અને તેથી તે સોજા, શળ, કફ, અર્શ કોઢ વિગેરેમાં ઉપયોગી છે, એવું પ્રાચીન નિઘંટોમાં કહેલું છે તથાપિ તેનો કેવી રીતે ઉપયોગ કરવાથી યથાર્થ ફળ મળે એ વાત એ ગ્રંથોમાં સ્પષ્ટપણે જણાવવામાં આવેલી નથી, પરંતુ જડીબુટી સંબંધિ શોધખોળ કરનારા આધુનિક વિદ્વાનો જણાવે છે કે:—

પીલુડીનો રસ કાઢી તેને માટીના વાસણમાં મંદાગ્નિથી ઉકાળતાં જ્યારે તેનો લીલો રંગ બદલાઇને લાલાશ પર તો બદામી રંગ થઇ જાય ત્યારે ઉતારી ગાળી લેઇ પંદરથી વીશ તોલા જેટલો પાવાથી

જળ રેચક, જુલાબની અને મૂત્રલ અસર કરી લીવર એટલે કલેજાનો વધારો થવાના જુનામાં જુના દરદને દુર કરે છે એટલું જ નહિ પરંતુ તે સાથે હાર્ટડીઝીઝ એટલે હૃદરોગ હોય તો તેમાં પણ ફાયદો થાય છે, વળી એના ઉપયોગથી બરોળનો વધારો તથા આખા શરીરે ચડેલા સોજા પણ દુર થાય છે. આ પ્રમાણે તઇયાર કરવામાં આવેલો રસ નહાના પ્રમાણમાં એટલે અઢીથી પાંચ તોલા પ્રમાણમાં આપવામાં આવે તો તે રક્તશોધક અસર કરી આખા શરીરે ફેલાએલા ખરજવાના વ્યાધિને તથા ઉપદંશ એટલે ગરમીના દરદને દુર કરે છે. તેનામાં રહેલા મૂત્રલ ગુણને લીધે તેમજ લોહી અને પેશાબમાં એકઠા થએલા ક્ષારોને ગાળી લોહીને શુદ્ધ અને પુષ્ટ કરવાની શક્તિ હોવાને લીધે દેહને રોગથી મુક્ત કરી દીર્ઘાયુ આપનાર ઔષધો કે જે રસાયનના નામે ઓળખાય છે તેઓમાં એને શ્રેષ્ઠ માનવામાં આવી છે અને તેથીજ એને પ્રાચીન ચિકિત્સકોએ "રસાયનવરા" એટલે રસાયન ઔષધોમાં શ્રેષ્ઠ એવી ગુણ પ્રકાશિક સંજ્ઞા આપવામાં આવી છે અને તે યથાર્થ જ છે, કેમકે તેનો વિધિસર ઉપયોગ કરવામાં આવે તો તે સંધિવા, ગાંઠીઓ વા, જળોદર, પ્રમેહ, કફ, સોજા, અર્શ કોઢ, બરોળ અને લીવરનાં દરદોમાં ઊતમ ફાયદો બતાવે છે. વળી એમાં સોજા ઉતારવાનો, જળરેચક, અને વેદના શામક ગુણ રહેલો હોવાથી વધરાવળ અને અંડકોશનાં વેદનાયુક્ત સોજાના દરદમાં તેના રસનો લેપ કરવામાં આવે છે અને સ્વેદલગુણને લીધે તાવની બિમારીમાં તેમજ બેક્ટેરીઆ નામના જંતુનો નાશ કરવાની શક્તિના લીધે ક્ષયના દરદમાં તેનાં ફૂળ અને ફુલોનો ઊકાળો આપવામાં આવે છે.

આ સિવાય તેમાં બીજા બે મહાન ગુણો રહેલા છે. જેઓ પૈકી એક ખાસ ચમત્કારીક ગુણ તો એ રહેલો છે કે ઝેરી ઊંદર કરડવાથી આખા શરીરનું રક્ત વિષમય થઇ અત્યંત પીડા કારક ને ઉંદરવાનો વ્યાધિ ઊત્પન્ન થાય છે તે આ વંનસ્પતિના સેવનથી અજબ રીતે નાબુદ થાય છે. આ દરદને માટે એનો રસ શરીરે ચોપડવાથી તેમજ દશ તોલા પાણીમાં તેટલીજ સાકર અને બે તોલા રસ નાંખી સવારે તથા એજ પ્રમાણે સાંઝે પાવાથી આઠ, દશ દિવસમાંજ દરદ તદન નાબુદ થઇ જાય છે.

બીજો ગુણ એ સમાએલો છે કે એના ફળને ઘી સાથે મેળવી તેનો ધુમાડો આંખને દેવાથી જંતુઓ દુર થઇ પિલ્લરોગ દુર થાયછે.

---

## બાવળ.

સં. આભા, બર્બુર, બબ્બુલ હિં. બબુર, કીકર, મ. બાભુળ, બાભુળ, ઇં. Acacia tree, લા. Acacia Arabica.

**વિવરણ**—આ દેશમાં બાવળની અનેક જાતો થાય છે, તેમાં બાવળ, તલબાવળ અથવા તો હેડ બાવળ, રામબાવળ વગેરે જાતો મુખ્ય હોઇ સર્વત્ર પ્રસિદ્ધ છે, અને તેથી વિશેષ વિવરણની જરૂર નથી.

**ગુણ દોષ અને ઉપયોગ**—બાવળમાં ઝાડો, મરડો, રક્તાતિસાર, કફ, ખાંસી, પિત્ત, દાહ, વાયુ અને પ્રમેહને નાબુદ કરવાના ગુણો રહેલા છે એમ નિઘંટોમાં કહેલું છે, પરંતુ જડીબુટીઓ

સબંધિ શોધ ખોળ કરનારાઓને આ અને એ ઉપરાંત અન્ય જે જે ગુણો અનુભવમાં આવ્યા છે તે નીચે મુજબ છે.

**સુવારોગનું અમૂલ્ય ઔષધ**—રેવરન્ડ જોન ગંગારામ જણાવે છે કે વિલાયતી બાવળની અંતર છાલ દરરોજ સવારે તથા સાંઝે એક. એક તોલો લેઈ તેમાં કાળાં મરીઆંના ત્રણ દાણા મેળવી ચુર્ણ કરીને પીવાથી અને ખોરાકમાં માત્ર ગાયનું દુધ અને બાજરીનો રોટલોજ ઉપયોગમાં લેવાથી સુવારોગની ભયંકર સ્થિતિમાં સપડાએલી સ્ત્રીઓ પણ બચી જાય છે.

શ્રીકંઠશુરિ નામના એક યતિ જણાવે છે કે તલ બાવળના મૂળની છાલ દર ટાઇમે બા તોલો પાણી સાથે લસોટી તે પાણી ગાળી લેઇને દરરોજ સવારના પીવાથી વધરાવળનું દરદ દૂર થાયછે, એટલુંજ નહિ પરંતુ જેને હડકાયું કુતરૂં કરડયું હોય તેને પહેલા દિવસથી માંડીને ચાલીશ દિવસો સુધી આ ઉપચાર ચાલુ રાખવાથી હડકવા લાલતો નથી એ અનુભવ સિદ્ધ છે.

દેશી બાવળની અંતર છાલ બે તોલા, મજીઠ એક તોલો, કડાછાલ એકતોલો, નાગકેશર એક તોલો સુંઠ એક તોલો, ધાણા એક તોલો, સુખડ એક તોલો, પીંપળાની કુણી ટીશીઓ એક તોલો, નાગરમોથ એક તોલો, અને ધોળા ધરોનાં મૂળ એક તોલો લેઇ અધકચરાં ખાંડી અશેર પાણી સાથે ઉકાળતાં દશ તોલા પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવો આ ઉકાળો મધ સાથે પીવાથી સઘળી જાતના અતીસાર એટલે ઝાડાના દરદને, ગુગળ સાથે પીવાથી ઉપદંશ એટલે ગરમી, ચાંદી, છાલુનો તેમજ બીજાં યોગ્ય અનુ-

આનો સાથે પીવાથી આંખોની ગરમી, મહેડાંનો પાક, દાંતનાં દરદો, તેમજ હાથ, પગનાં તળીઆંની બળતરા અને પ્રમેહને ટાળે છે.

કફકુલ દ્રવ્ય—ખેરસાર, ઉપલેટ, કાકડાશીંગ, જેઠીમધ, હરડેદળ, લવિંગ, સુંઠ, મરીઆં, લીંડીપીંપર, અતિ વિખની કળી, જવાસા, ગળોસત્વ, રાંગણી, ભોંયરીંગણી, બહેડાં અને વરીઆળી એ બધાં સરખા ભાગે લેઇ બધાની બરાબર ખેરસાર મેળવી તેને દાડમના ફળની છાલનો ઉકાળો, ભેયરીંગણીનો ક્વાથ, જેઠીમધનો શીરો, આદાનો રસ, બાવળની અંતર છાલનો ઉકાળો અને અરડુશીનાં પાંદડાંનો રસ એ દરેકની સાત, સાત ભાવનાઓ દેઇ પછી તેની ગોળીઓ બનાવવી, આ ગોળીઓને મુખમાં રાખવાથી ગરમીની, શરદીની તેમજ દરેક જાતની હઠીલી ખાંસીઓ દુર થાય છે.

નેત્રરોગ હરિવર્તિ—બાવળનાં પરડીઆને અધકચરા ખાંડી ચાળતાં તેમાંથી જે લોટ જેવું ઉતમ બારીક ચૂર્ણ નીકળે તે ચાર રૂ. ભાર લેઇ તેમા બે આનીભાર મોરથુથુ મેળવી દારૂડીઆ એખરાના દુધમાં ખરલ કરી તેની મગ જેવડી ગોળીઓ અથવા તો બકરીની લીંડીઓ જેવી વાટો બનાવવી. જે દુધના એક ટીંપા સાથે જુવારના દાણા જેટલી ઘસી સવાર, સાંઝ આંખોમાં આંજવાનું જારી રાખવાથી દુઃખવા આવેલી આંખો ફુલુ, પડળ, ખીલ, તાપોડીઆં, આંખ અશ્રુસ્રાવ, દાહ, વાખદ વિગેરે દુર થાય છે.

બંગશેન જણાવે છે કે—

**बब्बुलस्यत्वचं श्रेष्टां क्वाथयेत् सलिलेनतु ॥**
**पुनःपचेत् कषायन्तु यावत् [illegible]वम् ॥**

तत् पिबेत् तक्र संयुतं तक्र भोजी मिताशनः ॥
निहन्यादाशु योगोऽयं जलोदरमपि ध्रुवम् ॥

આમળાની અંતરછાલનો પાણી સાથે ક્વાથ કરીને પાણીને ગળી લેઈ ફરીથી ઉકાળતાં જ્યારે રાબડી જેવો ઘટ થાય ત્યારે ઉતારી લેઈ છાશ સાથે પીવો અને તેના ઉપર કેવળ છાશનોજ આહાર રાખવો. આ પ્રમાણે વર્તવાથી જળોદર સુધીના તમામ ઉદર રોગો શીઘ્ર નાબુદ થાય છે.

---

## મરચાં.

સં. કટુવીરા, તીક્ષ્ણા. હિ. લાલમિર્ચિ, મ. મિરચ, બં. લંકા, લંકા મરિચ, ઈં. રેડ પેપર, ચીલી, લા. Capsicum Anuum.

વિવરણ—મરચાં એ દરરોજના મસાલાની ચીજ હોવાથી સર્વત્ર પ્રસિદ્ધ છે.

ગુણદોષ, અને ઉપયોગ—મરચાંનો દેશીવૈદ્યો તરફથી ઔષધ તરીકે વિશેષ ઉપયોગ કરવામાં આવતો હોય એમ જણાતું નથી વળી કેટલાએકનું એમ માનવું છે કે મરચાં એ હાલમાં થોડાજ સમય ઉપર અમેરિકાથી આવી આ દેશમાં દાખલ થયેલી નવિન ચીજ છે જેથી તેના ગુણ દોષ જુના વૈદકમાં ગ્રંથોમાં વર્ણવવામાં આવ્યા નથી, પરંતુ તેઓની આ માનિનતામાં ભુલ ભરેલી છે, કેમકે ચરક સંહિતા કરતાં પણ પ્રાચીન કાળમાં રચાએલી આત્રેય સંહિતામાં મરચાંના જે ગુણ દોષ વર્ણવવામાં આવેલા છે તે ઉપરથી સિદ્ધ થાય છે કે મરચાં

એ એક વિદેશથી આવેલ નવિન વસ્તુ નથી, પરંતુ છેક પ્રાચીન કાળથી આર્યોના વ્યવહારમાં વપરાતી પરીચીત ચીજ છે.

આત્રેય સંહિતામાં મરચાંને અગ્નિજનક, કફ દાહકારક અને અજીર્ણ વિષુચિકા, દારૂણ વણ, તન્દ્રા, મોહ, પ્રલાપ, સ્વરભેદ તથા અરૂચિ નાશક, કફનાશક માન્યાં છે. અને તે ઉપરાંત વળી તેનો એ ગુણ કથવામાં આવ્યો છે કે—

**नरं लुप्त घरं क्षीणं सन्निपातनिपीडितम् ॥**

**नष्टेन्द्रिय गणं तीक्ष्णा मृत्योराकृष्य जीवयेत् ॥**

જેની જોવાની, સાભળવાની અને બોલવાની ઇન્દ્રિઓ નાશ પામી ગઇ હોય, તેમજ નાડી પણ ડુબી ગઇ હોય એવા સન્નિપાતના દરદીને મૃત્યુના મુખમાંથી છોડાવીને મરચાં જીવનદાન આપે છે.

મરચાંનો આ અમુલ્ય ગુણ આજકાલના ગુજરાતી વૈદ્યોને સંપૂર્ણ રીતે માહિત હોય એમ જણાતું નથી, કેમકે આવા પ્રસંગે તેઓના તરફથી તેનો ઉપયોગ કરવામાં આવતો હોય એમ જણાતું નથી, પરંતુ બંગાળા તરફના કવિરાજો તેનો છુટથી વ્યવહાર કરેછે, અને તેથી તેઓના પાસેથી આ વાતની માહિતી મેળવ્યા પછી વિદેશી શોધકો પોતાના ગ્રંથોમાં જણાવે છે કેઃ—

It is given in delirium tremens in large doses with good results, also in opium habit.

સન્નિપાતની ભયંકરતામાં તેમજ અફીણનું વ્યસન છોડાવવાને માટે તે મોટા પ્રમાણમાં આપવામાં આવે છે અને તેનું સારૂ પરિણામ આવે છે.

કાલેરા વિગેરે બીજાં દરદોમાં તેનો કેવી રીતે ઉપયોગ કરવો તે સંબંધિ લખતાં જણાવે છે કે:—

With asafoetida and camphor it is used in the form of pills in cases of cholera; It is useful in dyspepsia and flatulence; pills made of equal parts of capsicum, rhubarb and ginger are used; with cinchona it is useful in intermittent and lithargic affection and also in atonic gout and in advanced stages of rheumatism.

કાલેરાના દરદમાં તે હિંગ અને કપુરના સાથે ગોળીના રૂપમાં વપરાય છે. અજીર્ણ અને વાયુના આફરામાં મરચાં, રેવંચી અને સુંઠ એ સરખા ભાગે લેઇને કરેલી ગોળીઓ ઉપયોગી છે અને સીન્કોના કે કિવનાઇન સાથે તે ઇન્ટરમીટન્ટ ફીવર ( એકાતરીઓ તાવ ). સીસું કે મુરદારશીંગ ખાવાથી થયેલો વિકાર, ગાઉટ અને સંધિવાની આગળ વધેલી સ્થિતિમાં ઉપયોગી છે.

આ ઔષધિઓ સંબંધિ શોધખોળ કરનારાઓને તો તેના ઉપર મુજબ ગુણો અનુભવમાં આવ્યા છે, પરંતુ જડીબુટીઓ સંબંધિ શોધખોળ કરનારાઓને તેનો એક અદ્ભુત ગુણ અનુભવમાં આવ્યો છે તે એ છે કે—

દાંતમાં કોતર પડવાથી દાઢ અત્યંત દુઃખતી હોય અને કોઇ પણ ઇલાજથી બંધ ન થતી હોય તો એક સારૂં પાકું લાલ મરચું

લેઇને તેનું દીટું તેમજ અંદરનાં બીજ કાઢી નાંખ્યા બાદ બાકી રહેલા ભાગને પાણી સાથે વાટીને કપડામાં નાંખી દાબીને રસ કાઢવો. આ રસનાં જે તરફની દાઢ દુઃખતી હોય તે તરફના કાનમાં થોડાંક ટીપાં નાંખવાથી તરતજ દરદ દુર થઇ જશે.

મરચાંનો રસ કાનમાં નાંખવાથી બળતરા બળેછે તે થોડીવારમાં શાન્તી થઇ જાય છે. પરંતુ કદાચ જલદી શાન્ત ન થાય અને દરદીથી સહન ન કરી શકાય તો થોડીએક ખાંડ પાણી સાથી ઓગાળીને તેનાં ટીપાં કાનમાં નાંખવા જેથી તરતજ બળતરા શાન્ત થઇ જશે.

---

## મીંઢાળ.

સં. મદન, છર્દન, હિં. મૈન ફલ, કરહર, મ. ગેલ, અં. મ. અના કાંટાર ગાઢ, ઇં. ઇમિટિક નટ, લા. Randia dumetorum.

વિવરણ—મીંઢાળનાં ફળો લગ્ન પ્રસંગે હિંદુ લોકોમાં વર, કન્યાના હાથે બાંધવામાં આવતાં હોવાથી સર્વત્ર પ્રસિદ્ધ છે.

ગુણદોષ અને ઉપયોગ—મીંઢાળમાં ઊલટી લાવવાનો, સોજાને ટાળવાનો તથા ગ્રાહી ગુણ રહેલો છે અને તેથી તેનો શરદી, સળેખમ, કફ, વિદ્રધિ નામની ગાંઠ, સોજા, વ્રણ વિગેરે ઉપર ઉપયોગ કરવાનું ગ્રંથોમાં વર્ણવવામાં આવ્યું છે તો પણ તેનો ખાસ ઉપયોગ તો છેક પ્રાચીન કાળથી આજ સુધીના સઘળા વૈદ્યો ઊલટી કરાવનાર ઔષધ તરીકેજ કરતા આવ્યાછે, અને તે યથાર્થજ છે,

કેમકે નસોતર એ જેમ કોઇ પણ જાતના નુકશાન કારક ઉપદ્રવથી રહિત નિર્ભય જુલ્લાબ છે, તેવીજ રીતે નિર્ભય કારક રીતે ઉલટી લાવનાર જો કોઈ ઔષધ હોય તો તે મીંઢોળજ છે. આ ગુણ તેના ફળમાં રહેલા ગર્ભમાં જેવો રહેલો છે તેવો તેનાં બીજમાં રહેલો નથી એવું આજકાલના શોધકો માને છે, અને તેથી તેના ફળમાં રહેલા ગર્ભનો વિશેષે કરીને ઉપયોગ કરવા તેઓ ભલામણ કરે છે, ત્યારે ચરક, સુશ્રુત વિગેરે પ્રાચિન આચાર્યોએ ફળો માંહેલાં બીજને વધારે પસંદ કરી એમ જણાવ્યું છે કે:—

वमन द्रव्यानां मदन फलानि श्रेष्ठानि आचक्षतेऽनपायित्वात् । तानि वसन्त ग्रीष्मयोरन्तरे पुष्याश्व युग्भ्यां मृगशिरसा वागृह्णीयात् मैत्रे मुहूर्त्ते । यानि पक्वानि महरितानि पाण्डुनि अकृमीनि अकुथानि अहृस्वानि अजग्धानि तानि-मपृज्य कुश पुटे बध्वा गोमयेनालिप्य यव तुष माष शालि कुलत्थ मुद्गपर्णीना मन्यतमे निदध्यादष्टरात्रम् । अतऊर्ध्वं मृदु भूतानि तानि मध्विष्ट गन्धानि उद्धृत्य शोधयेत् । सुशुष्कानां फलानां पिप्पली उद्धरेत् । तासां घृतदधिमधु पललवि मृदितानां पुनः शुष्काणां तासां नव कलसं सुप्रमृष्ठ वालूक मरजस्क माकण्ठं पूरयित्वा स्ववच्छन्नं शिक्येऽवसृज्य स्थापयेत् ।

કોઇપણ જાતના નુકસાન કારક ઉપદ્રવથી રહિત હોવાથી ઉલટી લાવનારાં ઔષધોના મીંઢોળના ફળો એ શ્રેષ્ઠ ઔષધ છે. એ ફળો

વસંત અને ગ્રીષ્મ ૠતુના મધ્યમાં શુભ દિવસે સવારના વ્હેલાં વૃક્ષ ઉપરથી ગ્રહણ કરવાં. જે ફળો કાચાં, ન્હાનાં, કીડાઓએ ખાધેલાં કે સારાંમાનાં ન હોય તેઓનો ત્યાગ કરવો. અને પાકીને પાંડુરંગનાં થઇ ગયાં હોય તેવાં ઊત્તમ ફળો લેઇ તેઓના ઊપર ડાભ વીંટાળી છાણનો લેપ કરી તડકે સુકવતાં જ્યારે લેપ સુકાઇ જાય ત્યારે જવ, ડાંગર, કળથી કે અડદના ઢગલામાં આઠ દિવસ રાખવાં. અને પછી તે કોમળ અને મધના જેવી ગંધવાળાં થયેલાં ફળોને ડાભના વેષ્ટણમાંથી બહાર કાઢી તડકે સુકવવાં. જ્યારે બરાબર સુકાઇ જાય ત્યારે ફળોમાંથી બીજને ગ્રહણ કરવાં. એ બીજને ઘી, દહીં, મધ અને તલ ખાંડીને કરેલા લોટ સાથે સારી પેઠે મર્દન કરીને ફરીથી તડકે સુકવી પછી સારી પેઠે ધોઇ સાફ કરેલા માટીના નવા વાસણમાં ગળા સુધી ભરી તેનું મ્હોડું બંધ કરીને શિકા ઊપર રાખી મુકવાં અને જરૂર પડે તેઓના ઉલટી લાવવાના કામમાં ઉપયોગ કરવો.

પ્રાચીન આચાર્યો જ્યારે આ પ્રમાણે બીજનો ઉપયોગ કરવાનું જણાવે છે, ત્યારે આજ કાલના શોધકો જણાવે છે કેઃ—

The dry pulp is emetic, the thick sheell and hard seeds are not emetic at all. But they are cathartic and anthelmintic, and used to remove billiousness and worms in children.

ફળનો સુકો ગર્ભ ઊલટી લાવનાર છે, ફળ ઉપરની છાલ અને બીજ ઘણા ભાગે ઊલટી લાવનાર નહિ પરંતુ રેચ લગાડનાર તથા

કૃમિઘ્ન છે, અને તેઓ પિત્તની બિમારી તથા બાળકોનાં કૃમિઓ દૂર કરવાને માટે વપરાય છે.

આ પ્રમાણે મત ભેદ હોય સુંકાં ફળોના બીજનો ઉપયોગ કરવાથી જોઇએ તેવી ઉલટી થતી નથી એ વાત અમારા પણ અનુભવમાં આવી છે, છતાં ચરક, સુશ્રુત જેવા સમર્થ વિદ્વાનોએ બીજનો ઉપયોગ કરવાનો જે ઉલ્લેખ કર્યો છે તેનું રહસ્ય એવું હશે કે સારી પેઠે પાકેલાં પરંતુ સુકાઇ નહિ ગયેલાં એવાં લીલાં ફળો કે જેમાંના બીજ અત્યંત કઠીણ નહિ થઇ ગયાં હોય તેવાં ફળો લાવી તેઓએ કહેલી કૃતિ મુજબ ઔષધ તઇયાર કરવાથી યથેષ્ટ ફળ પ્રાપ્ત થતું હશે.

આજ કાલના ચિકિત્સો કે જેઓ ફળના ગર્ભનો ઉપયોગ કરે છે તે કેટલા પ્રમાણમાં વાપરવો તે સબંધિ જણાવતાં નાડકર્ણી સાહેબ લખે છે કેઃ—

The pulp of one ripe fruit is usualy sufficient for to produce emesis. The pulp may be removed, dried and powdered and kept ready for use, the dose being 15 to 60 grains as an emetic and 5 to 10 grains as a nauseant expectorant and diaphoretic. The contents of two nuts will produce nausea and vomiting in about 10 minutes the emisis is promoted by the administration of worm wat r.

એક પાકેલા ફળનો ગર્ભ ઊલટી લાવવાને માટે પુરતો છે. ફળમાંથી ગર્ભને જુદો કરી સુકવી બારીક ખરલ કરીને ઉપયોગ માટે તઇયાર કરી રાખવો. ઉલટી લાવવા માટે આ ભુકો આપવાનું પ્રમાણ ૨૫ થી ૬૦ ઘઉંભાર જેટલું, અને ૫ થી ૧૦ ગ્રેનની માત્રા ઉબકો લાવનાર, કફ કાઢનાર અને પરસેવો લાવનાર છે. જો બે ફળનો ગર્ભ આપવામાં આવે તો તત્કાળ એટલે દશ મિનિટમાં ઉલટી લાવે છે, એક વખત ઉલટી થયા પછી તરતજ પાછુ ગરમ પાણી પાવાથી ફરીથી ઉલટી થાય છે. અને એ રીતે દરેક વખતે ગરમ પાણી પાવાથી ઉલટીનો વેગ લંબાવાય છે.

ઉલટી લાવવાના માટે મીંઢોળના ગર્ભનો જેવી રીતે સ્વતંત્ર ઉપયોગ થાય છે, તેવી રીતે કેટલીએક વખતે તેની સાથે બીજા પદાર્થોનું પણ મિશ્રણ કરવામાં આવે છે. આ મિશ્રણો અનેક વિધ છે, તો પણ તેઓ પૈકી વધારે પ્રચલિત પ્રયોગ એવો છે કે—

અરડુશીનાં પાંદડાં, ઘોડાવજ, લીંબડાની અંતર છાલ, પટોળનાં પાન અને રાયણના ઝાડની અંતરછાલ એ બધાં મળી ચાર તોલા લેઇ એ બધાનાં વજનથી સોળગણું પાણી મુકી ઉકાળતાં ચોથા ભાગનું એટલે સોળ તોલા પાણી બાકી રહે ત્યારે ઉતારી ગળી લેઈ તેની અંદર મીંઢોળનો ગર્ભ વીશથી પચ્ચાસ ઘઉંભાર જેટલો મેળવી પી જવું જેથી ઉલટી વાટે કફ અને પિત્તનો નિકાલ થઇ તેઓની વિકૃતિથી થયેલાં દરદો નાબુદ થાય છે.

આ પ્રમાણે આજકાલના ચિકિત્સકો તો તેનો ખાસ કરીને માત્ર ઉલટી લાવવાના કાર્યમાંજ ઉપયોગ કરે છે, પરંતુ જડીબુટીઓ

સબંધિ શોધ ખોળ કરનારાઓને એ સિવાય તેનો એક મહાન અજાયબ ગુણ અનુભવમાં આવ્યો છે. અને તે એ છે કેઃ—

મીંઢોળના બીજનો ભુકો આશરે ૦। તોલા જેટલો લેઇ દુધ, સાકર અને કેસરની સાથે પીવાથી અથવા તો કંસાર સાથે મેળવીને ખાવાથી જે સ્ત્રીને પ્રજા ન થતી હોય તેને ગર્ભ ધારણ થાય છે.

આ પ્રયોગ ચાલતો હોય ત્યારે ગોળ સાથે મીંઢોળના બીજની ભુકી આઠ, બાર, દસ રતિભાર મેળવી તેની સોગઠી બનાવી સ્ત્રીના ગુહ્ય ભાગમાં પહેરવા માટે આપવી જોઇએ. કેમકે એ ગોળીના ઉપયોગથી ગર્ભસ્થાનને બળ મળે છે, તેનું મુખ બંધ હોય તો ખુલ્લું થાય છે, ગર્ભસ્થાનમાં થનારા ઝીણા જંતુઓ કે જે વીર્યનું ભક્ષણ કરી જાયછે, તેઓના નાશ થાય છે, ગર્ભસ્થાનમાં વાયુ, શરદી કે જળના ભાગનો વધારો હોય તો તેટલી જાય છે, તેમજ માંસવૃદ્ધિ કે મસા હોય તો તે પણ ગળી જાય છે. રજોદર્શન અનિયમિત આવતું હોય કિંવા ઓછું આવતું હોય કે રજોદર્શન સમયે અસહ્ય પીડા થતી હોય તો તે દુર થઇ માસિક ધર્મ નિયમિત થાય છે. કેમકે મીંઢળ ઉષ્ણ વીર્ય હોવાથી તે વાયુ, અને શરદીને ટાળે છે, જંતુઘ્ન ગુણ હોવાથી ઝીણા જંતુઓનો નાશ કરે છે, બસ્તી અને રજ શોધક હોવાથી ઋતુને નિયમિત કરે છે, શોથઘ્ન અને વ્રણ વિદારક ગુણ હોવાથી ગર્ભસ્થાનના સોજા ચાંદાં વિગેરેને ટાળે છે.

મીંઢળમાં આવા અદ્ભુતમ ગુણો હોવાથીજ સંસાર, વ્યવહારમાં સંલગ્ન થતાં નવ વધુ વરને પ્રજોત્પત્તિમાં નિષ્ફળ થાય તો તેમણે મીંઢોળ ઉપયોગ કરવાથી ઇચ્છિત ફળ પ્રાપ્ત કરી શકશે એવી સંજ્ઞા તરીકે જ તેઓના લગ્ન સમયે મદનફળ હાથે બાંધવાની પ્રણાલી

પુરાતન કાળમાં ઉત્પન્ન થઇ આજ સુધી ચાલી આવતી હશે, પરંતુ અફસોસ ! કે એ બાબતનું ખરૂં રહસ્ય આજકાલ આપણે ગુમાવી બેઠા છીએ. અને તેથી બીજા અનેક રીવાજો કે જે આપણા પૂર્વજોએ તો ઘણા ડહાપણથી બાંધ્યા હશે, પરંતુ તેનું સત્ય રહસ્ય નહિ સમજી શકવાથી આજકાલના સુધારકો તરફથી તે રીવાજોને માટે જેમ હાંસીને પાત્ર થઇએ છીએ, તેવીજ રીતે લગ્ન પ્રસંગે હાથે બાંધવામાં આવતા મીંઢોળના માટે પણ તેઓ જેવી રીતે બનાવે તેવી રીતે જાણીએ છીએ.

---

## મેંદી.

સં. નખરંજક, હિં. મેહદી, મ. મેંદી, બં. મેન્દી, મેહદી, ફા. હિના ઇં. Henna લા. Lawsonia Alba.

વિવરણ—મેંદીનાં ઝાડો દરેક સ્થળે બાગ બગીચાઓમાં વાવવામાં આવે છે, તેમજ એનાં પાંદડાંને વાટીને સ્ત્રીઓ હાથ, પગ રંગવાના કામમાં વાપરે છે જેથી સર્વત્ર પ્રસિદ્ધ છે.

ગુણ દોષ અને ઉપયોગ—મેંદી એ મૂળ આ દેશની ઔષધિ નથી, પરંતુ અરબસ્તાન અને ઇરાન તરફથી મુસલમાની રાજ્ય સમયમાં દાખલ થયેલી વનસ્પતિ છે જેથી પ્રાચીન ગ્રંથોમાં તેના ગુણ દોષો અગર તો ખાસ બનાવટો વર્ણવવામાં આવેલી નથી એટલુંજ નહિ પરંતુ હાલના વૈદ્યો તરફથી પણ તેનો વિશેષ ઉપયોગ કરવામાં આવતો નથી. હાથપગનાં તળીયાંમાં દાહ થતો હોય તો એનાં પાંદડાંને લીંબુના રસ કે સરકા સાથે વાટીને દાહ વાળી

જગ્યાએ અર્થાત હાથ પગનાં તળીઆં ઉપર લગાવવામાં આવે છે, તેમજ પેશાબ માર્ગે જો ધાતુ જતી હોય તો એનાં પાંદડાંનો રસ દુધ અને સાકર સાથે મેળવીને ખાવામાં આવે છે, વળી ગળી કે કાથા સાથે એનાં પાંદડાંને વાટીને ધોળા થયેલા વાળ કાળા કરવાને ચોપડવામાં આવે છે. આ ઉપરાંત બીજાં પણ કેટલાંએક દરદોમાં તેનો છુટો છવાયો ઉપયોગ થાય છે, કિન્તુ કોઇ પણ દરદની ખાસ ઔષધિ તરીકે તેનો વ્યવહાર થતો નથી.

દેશી વૈદ્યો જો કે તેનો આમ છુટો છવાયો ઉપયોગ કરે છે, પરંતુ અરબસ્તાન અને ઇરાન કે જ્યાં આગળ આ વનસ્પતિ છેક પ્રાચીન કાળથી થાય છે, ત્યાંના હકીમો કેટલાંએક દરદોમાં તેનો ખાસ ઉપયોગ કરે છે. અને તેથી દરેક દેશનાં ઔષધો સબંધિ વિશેષ શોધખોળ કરનારા નવિન શોધકો તેમના પાસેથી આ ઔષધો સબંધી સંબંધી વિશેષ અનુભવ મેળવી જણાવે છે કે—

They are applied to the soles of the feet in small pose and are supposed to prevent the eyes being affected by the disease; a pillow stuffed with flowers has the reputation of acting as a soporific.

તેઓ બળીઆના દરદમાં મેંદીનાં પાંદડાંને વાટી પગના તળીએ લગાવે છે અને એવું માને છે કે એમ કરવાથી બળીઆની અસરથી આંખનું રક્ષણ થાય છે. એનાં ફુલોથી ભરવામાં આવેલું ઓશીકું માથા નીચે મુકીને સુવાથી સારી રીતે સુખ પૂર્વક ગાઢ નિદ્રા આવેછે.

બળીઆના દરદથી આંખમાં ફુલાં પડીને હજારો મનુષ્યોની આંખો બાતલ થાય છે તેમજ આજકાલ અનેક પ્રકારની ઉપાધિઓથી અશાન્ત રહેતા મગજને લીધે સુખ શાન્તિ યુક્ત ઉંઘ નહિ આવવાની ફર્યાદ કરનારાં મનુષ્યો પણ મળી આવેછે, અને તેથી મેંદીમાં જો આ બે ગુણો અકસીર પણે રહેલાજ હોય તો તે એવી વ્યાધિઓનું પીડાતાં મનુષ્યોને માટે ખરેખર ! મહાન આશીર્વાદ સ્વરૂપ થઇ પડયા સિવાય રહેશે નહિ, જેથી આ બાબતનો દરેક જનોએ વિશેષ અનુભવ લેઇ ભવિષ્યના જન સમાજના હિતને માટે પ્રગટ કરવો ઘટે છે.

---

## મેષ શૃંગી.

સં. મેષશૃંગી, અજ શૃંગી, હિં. મેઢાસીંગી, બં. મેડાશિંગે. મ. મેઢશિંગી, ગુ. મેઢાશીંગી. લા. Gymnema sylvestre.

વિવરણ—મેષશૃંગીનાં ઝાડવાં વેલાની માફક આજુબાજુનાં વૃક્ષોને વીંટાઇને વૃદ્ધિ પામે છે. એની છાલ ઉખેડવાથી તેમાંથી દુધ નીકળેછે અને તે કડવું હોય છે જેથી પ્રાચીન વૈદ્યોએ તેને તિક્ત દુગ્ધા " એવું પણ નામ આપેલું છે. એનાં પાંદડાં લાંબા, મથાળેથી પહોળાં અને ટોચેથી સાંકડાં થતાં તેમજ ઉપરથી ઘેરા લીલા રંગનાં અને નીચેથી ફીક્કાં હોય છે, ફુલો ઝીણાં અને પીળા રંગનાં હોયછે. એનાં ફળો ઘેટાનાં શિંગડાં જેવા આકારનાં અને કંટક યુક્ત હોયછે એનાં મૂળીઆં ટચલી આંગળીના જેવાં જાડાં, અને અનંત મૂળના

જેવાં દેખાવમાં હોય છે. એની બીજી એક જાત થાય છે કે જેનાં ફુલો ગુચ્છાકારમાં અને ધોળા રંગનાં હોય છે, વળી આ બન્ને જાતોને એક બીજાથી જુદી ઓળખવાની મુખ્ય નિશાની એ છે કે પ્રથમ કહેલી જાતના વેલા હમેશાં નજીકના ઝાડને ડાબી તરફના આંટથી વીંટાઇને વધે છે ત્યારે બીજી જાતના વેલા જમણી તરફના આંટ દેતા વીંટાય છે.

ગુણ દોષ અને ઉપયોગ—પ્રાચીન વનસ્પતિ શાસ્ત્ર વેત્તાઓએ તો મેષ શૃંગીને કડવી, તીખી, શ્વાસ, ખાંશી, વ્રણ, કફ, અને શૂળ તથ, વિષને નાશ કરનારી માનેલી છે, પરંતુ જડી બુટ્ટીઓ સંબંધિ શોધ ખોળ કરનારાઓને તેના જે ગુણ અનુભવવામાં આવ્યા છે તે નીચે મુજબ છે.

અર્શનો શમબાણ ઉપાય—મેષશૃંગીનાં મૂળીઆ એક રૂપીભાર લેઇ ખાંડી પાણી સાથે સારી પેઠે બારીક ખરલ કરીને ચાર તોલા ગૌમૂત્ર સાથે પીવાં અને પછી સુવા બાળીને કરેલી રાખમાંથી તૈયાર કરવામાં આવેલા ક્ષાર જળમાં ઉભી ભોંયરીંગણીનાં ફૂલો બાફી ઘીમાં તળી ગોળ સાથે મેળવીને તૃપ્તિ પર્યંત ખાવા અને તેના ઉપર છાશ પીને રહેવું. આ પ્રમાણે સાત દિવસનો પ્રયોગ કરવાથી ગમે તેવી ભયંકર સ્થિતિવાળું પણ અર્શનું દરદ નાબુદ થાયછે.

આ શિવાય તેમાં બીજો જે એક વિચિત્ર ગુણ માલુમ પડયોછે તેનું વર્ણન કરતાં હાલના શોધકો જણાવે છે કેઃ—

The leaves when chewed benumb for a time the taste for sweets and bitters such as sugar and quinine.

જ્યારે એનાં પાંદડાં ચાવવામાં આવે છે ત્યારે થોડાએક સમય સુધી જીભની રસ પારખવાની શક્તિ એવી ઝ્હેર મારી જાય છે કે સાકરની મીઠાશ કિંવા ક્વીનાઇનની કડવાશનો તેને અનુભવ થતો જ નથી.

---

## રાયણ.

સં. રાજાદનિ, ક્ષીરિણી, હિં. ખીરણી, રાંજન, મ, રાયન, ખીરણી, બં. ક્ષીરિણી, રાંજણી લા. Mimusops Hexandra.

વિવરણ—રાયણનાં ઝાડો ઘણાં ઉંચાં અને વિસ્તારવાળાં થાય છે. એનાં પાંદડાં નેતરીનાં પાંદડાંને મળતાં લીસાં, ચળકતાં અને ત્રણથી છ ઈંચ લાંબાં તથ એકથી ત્રણ ઈંચ પહોળાં હોય છે. શિયાળાની ઋતુમાં એને મોર આવી વસંતઋતુમાં લીંબોળીઓની માફક ગુચ્છાબંધ ફળો આવે છે જે કાચાં હોય ત્યારે લીલા રંગનાં હોયછે પરંતુ પાકે ત્યારે પીળાં પડી જાય છે. એના ફળો તાજાં હોય ત્યારે દુધ ભર્યાં હોય છે, પરંતુ ઝાડ ઉપરથી ઉતાર્યાં પછી એકાદ બે દિવસ રહેવા દીધાથી તેમાનું દુધ મરી જઇ ફળો વધારે સ્વાદિષ્ટ થાય છે. વળી ફળોને એક સુકાવા દેવાથી તેઓની કોકડી વળી જાય છે જે રાયણની કોકડીઓના નામથી ઓળખાય છે અને સુકા મેવા તરીકે વેચાય છે જેથી સર્વ સ્થળે પ્રસિદ્ધ છે.

ગુણદોષ અને ઉપયોગ—પ્રાચીન નિઘંટકારોએ તો રાયણને મધુર, પિત્તનાશક, ભારે, તૃપ્તિકારક, વીર્યજનક, શરીર પુષ્ટ કરનારી, હૃદયને હિતકારી, સ્નિગ્ધ અને પ્રમેહને હરનારી માનેલી છે, પરંતુ

જડીબુટ્ટીઓ સબંધિ શોધખોળ કરનારાઓને તેમાં જે અદ્ભુત ગુણો માલમ પડયા છે તે નીચે મુજબ છે.

**કમળાનો અકસીર ઉપાય**—રાયણના ઝાડની અંતર છાલ દરરોજ સવારના તાજેતાજી કાઢી લાવી પાંચ તોલા લેઇ સારી પેઠે કચરી એટલાજ પાણીમાં નાંખી ચોળી મસળી તે પાણીને કપડેથી ગળીને પી જવું, અને તેના ઉપર ખોરાકમાં માત્ર બાજરીનો રોટલોજ ખાવો. આ દવા પીવી શરૂ કર્યા પછી એકાદ બે દિવસ બેચેની ઉત્પન્ન થઇ ઉલટી થવા જેવી મોળ ઉત્પન્ન થાય છે, પરંતુ તેથી ગભરાવું નહી ત્રણ ચાર દિવસ પછી એમ બેચેની ઉત્પન્ન થતી બંધ થઈ જશે અને આઠ, દશ દિવસમાં ગમે તેવું જુનું દરદ હશે તો પણ નાબુદ થઈ જશે, કેમકે આ દવા કમળાના દરદ માટે અકસીર છે.

**આંખના ફુલાનો ઉપાય**—રાયણના બીજની મીંજે અને કાળા સરસડાનાં બીજ સરખાભાગે લેઇ વાટી ચૂર્ણ કરી તેનાંજ એટલે રાયણ અને સરસડાનાં પાંદડાંના રસમાં તેમજ વડના દુધમાં ત્રણ, ત્રણ દિવસ ખરલ કરીને પછી ગોળીઓ વાળી છાંએ સુકવવી. આ ગોળીઓ સ્ત્રીના દુધમાં ઘસીને આંખમાં આંજવાથી ગમે તેવું મોટું ફુલું હોય તો પણ પંદર, વીશ દિવસમાં ઓગળી જાય છે.

**અનાર્તવનો ઉત્તમ ઉપાય**—રાયણનાં બીજની મીંજે, સીકોતરી એળીઓ, ઇંદ્રવારણીનાં મુળ, ગાજરનાં બીજ એ દરેક ચીજ પા, પા તોલો અને એક લસણની કળી લેઈ બારીક ખાંડી મધ કે ગોળ સાથે મેળવી લાંબી લાકડી કે સોગઠી બનાવી સ્ત્રીના કમળમાં

સુકવાથી ઘણા દિવસથી માસિક રજોદર્શન થતું બંધ પડયું હોય તો પણ ત્રણ, ચાર કલાકમાંજ સ્ત્રીધર્મપણું પ્રાપ્ત થાય છે. આ ઔષધિથી ગર્ભપાત થવાનો સંભવ રહે છે, માટે ગર્ભવતી સ્ત્રીઓનાં માટે આ પ્રયોગ ભૂલથી પણ ન વપરાય એવી ખાસ સાવચેતી રાખવી.

---

## વીકો.

સં. વિકંટત, હિં. કંટાઇ, કિંકિણી, વંજ, બં. વઇંચિગાછ, મ. ચેકર, ચેકળ, લા. Gymnosporia montana.

વિવરણ—વીકળાનાં ઝાડ પચા પંદર ફીટ જેટલાં ઊંચાં વધતાં હોઇ તેમાંથી પીળાસ લેતા લીલા કે જાંબુડા રંગની ઘણી શાખાઓ નીકળી ગમે તેવી રીતે નીચી ઊંચી આડી અવળી વળેલી હોય છે. આ શાખાઓ ઉપર લાંબા તીક્ષ્ણ અણીવાળા કાંટા આવેલા હોઇ તે કાંટાઓ ઉપર વિશેષ કરી પાંદડાં અને ફુલો આવે છે. એ પાંદડાં જાડાં અને ફીકા લીલા રંગનાં હોઇ મથાળે પહોળાં અને ડીટડી તરફ સાંકડાં થતાં અથવા તો કોઇવાર બન્ને છેડે સાંકડાં થતાં અને થોડો ઘણો કાંગરીદાર કોરવાળાં હોય છે. પાન આસરે ૧॥ થી ૨॥ ઇંચ લાંબાં અને એકથી બે ઇંચ પહોળાં હોઇ ચોળવાથી તેમાંથી વરીઆળીને મળતી વાસ આવે છે. શિયાળાની મોસમમાં ધોળાસ લેતા રંગનાં સૂક્ષ્મ ફુલો આવી પછી પીળાસ લેતા લીલા કે જાંબુડા રંગનાં ફળો આવે છે જે પાછળથી કાળાસ રંગનાં થઇ જાય છે. આ ફળો મરીઆના દાણા જેવડાં અને તેવાજ આકારનાં હોઇ પાકે છે ત્યારે માલકાંકણીની માફક ચીરાઇને તેની બે, કે ત્રણ ફાટ નીચી વળી જાય છે અને તેમાંથી બે, કે ત્રણ બીજ નીકળે છે.

ગુણદોષ અને ઉપયોગ—દેશી વૈદક શાસ્ત્રમાં આ વનસ્પતિની ખાસ બનાવટો આપવામાં આવી નથી, પરંતુ જડીબુટ્ટીઓ સબંધિ જ્ઞાન ધરાવનારા વૈદ્યો તેનો નીચે મુજબ ઉપયોગ કરે છે.

રતવા ઉપર—એનાં પાંદડાં બાફીને રતવા ઉપર બાંધવામાં આવે છે, તેમજ પાંદડાં બાફતાં બાકી રહેલું પાણી દરદીને પાવામાં આવે છે જેથી વાળકનેય ફાયદો થાય છે.

આંખના ફુલા ઉપર—એનાં પાંદડાંનો રસ કાઢીને આંખમાં આંજવાથી તેમાં પડેલું ફુલું જલદી નાબુદ થાય છે.

પાંડુ, કમળો અને સોજા ઉપર—એનાં પાંદડાંને પાણી સાથે ઊકાળીને તે પાણી ગળી લેઇ તેમાં સાકર નાંખીને પીવાથી પાંડુ, કમળો, સોજા, રક્તવિકાર, અર્શ વિગેરે દરદો દુર થાય છે. બગડી ગયેલું પિત્ત સુધરે છે, અગ્નિદીપન થાય છે જેથી સારી પેઠે ભૂખ લાગે છે અને વળી ખાધેલા ખોરાકનું ઊત્તમ રીતે પાચન થાય છે.

---

## વીંછુડા.

સં. વશ્ચિકાળી, હિં. બિછુ, હથાજોરી, મ. વીંછું આંકડા, ગુ. વીંછીડા, વેંછીડા, લા. Martynia diandra.

વિવરણ—વીંછીડાના છોડવા બેથી પાંચ ફીટ ઊંચા વધે છે અને એમાં લાંબી પોકળ ડીંટડી ઉપર કડરી તુંબડીનાં પાનને મળતાં પાન આવે છે. એ પાંદડાંનો વ્યાસ બેથી પાંચ કે છથી આર ઈંચ

જેટલો હોઈ તેની બન્ને સપાટી ઉપર સફેદ ચળકતા ચીકણા વાળની રૂંછાળ હોય છે અને તેના ઉપર આંગળી ફેરવતાં તે ચીકણું પરંતુ મખમલી લાગે છે. એનાં પુષ્પો ગુલાબી રંગનાં, તલ જેવાં અને ફળ કાળા રંગનાં વીંછીના આંકડા જેવા બે તીક્ષ્ણ કાંટાવાળાં હોય છે, જે ઉપરથી તે છોડવો તરત ઓળખાઇ આવે છે.

ગુણદોષ અને ઉપયોગ—પ્રાચીન સમયના આર્ય વૈદ્યો તરફથી આ ઔષધિનો વિશેષ ઉપયોગ કરવામાં આવ્યો હોય એમ જણાતું નથી, પરંતુ હાલના જડીબુટ્ટી સબંધિ જ્ઞાન ધરાવનારા સાધુ, સંતો અને શોધકો કહે છે કે આ વનસ્પતિ ડીજીટલીસ નામની વિદેશી દવાની જાતની છે, અને તેથી તેને થોડા પ્રમાણમાં આપવાથી હૃદયની ગતિને વધારે છે, પરંતુ વધારે પ્રમાણમાં લેવાથી હૃદયની ગતિને મંદ કરે છે. વળી તે જીર્ણજ્વરને મટાડે છે, કફને પાતળો કરીને બહાર કાઢે છે, ન્યુમોનિઆમાં આપવાથી ફેફસાંનો સોજો કમી કરે છે, અને કફને પકવી છુટો પાડે છે તેમજ પેશાબ માર્ગનાં દરદોમાં આપવાથી મૂત્રલ અસર કરી દરદોને દૂર કરે છે. તેની આ અસરને લેઇને આખા શરીરે આવેલા સોજાના દરદમાં માત્ર તે બહાર ચોપડવામાં વપરાય છે, એટલુંજ નહિ પરંતુ પેટમાં ખાવાને પણ અપાય છે.

આ બધા કાર્યને માટે તેનાં પાંદડાં આસો—કાર્તક મહીનામાં જ્યારે પીળાં પડે છે ત્યારે એકઠાં કરી છાંયે સુકવીને ચૂર્ણ કરવામાં આવે છે અને તે બેથી પાંચ ઘઊંભાર જેટલું લેઇને મધ સાથે મેળવીને દર છ કલાકના અંતરે આપવામાં આવે છે.

**સોમલ અને હરતાલની ભસ્મ**—આ ઔષધિના યોગથી સોમલ અને હરતાલની પણ ઊત્તમ પ્રકારની ભસ્મ બનાવી શકાય છે અને તે તૈયાર કરવાની રીત એવી છે કેઃ—વીંછુડાના છોડવાઓને બાળી રાખ કરી તે રાખ એક હાંલ્લામાં અડધ સુધી ભરી પછી તેનાંજ એટલે વીંછુડાનાં દશ તોલા પાંદડાં લેઇ તેઓને વાટી લુગદી બનાવી એ લુગદીમાં શુદ્ધ કરેલા સોમલ કે હરતાલનો એ રૂા. ભારનો કાંકરો ઘાલી લુગદીને હાંલ્લામાં મુકી તેના ઉપર હાંલ્લાના મળા સુધી બાકી રાખ ખૂબ દાબીને ભરવી. આ પ્રમાણે વ્યવસ્થા કર્યા બાદ એ હાંલ્લાને ચુલે ચડાવી તેના નીચે પાંચ કલાક મંદ, પાંચ કલાક મધ્યમ અને પાંચ કલાક સખત અગ્નિ કરવા જેથી ઊત્તમ ભસ્મ થાય છે.

આ ભસ્મ એક ચોખા જેટલી લેઇને નાગરવેલના પાનમાં નાંખીને જમ્યા પછી આપવાથી દમ, ખાંસી, કોઢ વિગેરે દરદો ઉપર અત્યંત ફાયદો થાય છે, પરંતુ આ પ્રયોગ એકી સાથે દશ દિવસ કરતાં વધારે સમય સુધી લાગલાગટ શરૂ રાખવો નહિ, તેમજ ખોરાકમાં તેલ, મરચાં, ખટાશ વિગેરેને વાપરતાં માત્ર, ઘઊં, ચોખા, ઘી, સાકર અને દુધ એટલી ચીજોનોજ આહાર રાખવો.

---

## સરસડો.

**સં**, શિરીષ, કૃષ્ણ શિરીષ, **હિં**. સિરસ, **મ**, શિરસા, **બં**. શિરીષગાછ **ફા**. દરખતે જકરિયા. **લા**. Albizzia lebbek.

વિવરણ—સરસડો કે જેને ગુજરાતમાં કાળીઓ સરસ કિંવા કાળા સરસડાના નામથી પણ ઓળખે છે, એનાં ઝાડ સર્વત્ર પ્રસિદ્ધ હોવાથી વિશેષ વિવરણની જરૂર નથી.

ગુણ દોષ અને ઉપયોગ—સરસડામાં ઝેરને ટાળવાના, કોઢ, વ્રણ, ખરજ, રતવા, ખસ વિગેરે રક્તદોષને નાબુદ કરવાના અને અર્શ, સોજા, ખાંસી, શ્વાસ વિગેરેને મટાડવાના ગુણો રહેલા છે, એમ નિઘંટોમાં કહેલું છે, પરંતુ આજકાલના શોધકોને તેઓ પૈકી જે, જે ગુણોનો અનુભવ આવ્યો છે તે નીચે મુજબ છે.

The seeds are astringent, tonic and used in dirrhoea and in seminal debility, Leaves are used as poultices over boils, skin eruptions and swelling. The powdered bark is used as anjana in eye diseases. A decoction of the bark is used as a gargle in sore wouth, Internally it is a tonic and alterative.

એનાં બીજ ગ્રાહી અને ધાતુપૌષ્ટિક છે, અને તેથી તે ઝાડા અને ધાતુની નબળાઇના દરદમાં વપરાય છે, એનાં પાંદડાંની પોટીસ બનાવીને ગુમડાં, ચામડી ઉપર થતા ફોલ્લા, ફોલ્લીઓ અને સોજા ઉપર વપરાય છે. એની છાલનું ચૂર્ણ આંખના દરદોમાં અંજન તરીકે વપરાય છે, છાલનો ઉકાળો મહોડું સુઝી આવવાના દરદમાં કોગળા કરાવવાના ઉપયોગમાં લેવાય છે. અને વળી જો તે ઉકાળો પીવામાં આવે તો તે રક્ત શોધક અને ધાતુ પુષ્ટીની અસર કરે છે.

અન્ય શોધકો જણાવે છે કે—

The juice of the leaves is applied to the eyes to cure night blindness, a decoction being at the same time given internally. A decoction of the bark is used as a mouth wash to strengthen the gums. One wash a of the powdered bark with three or four tolas of melted butter taken daily is a exceellent tonic and alterative. The flowers are supposed to be retentive of the seminal fluid. One dirhend of the powdered seeds with two dirhem of sugar candy in a glass of worm milk taken daily is said to thicken the seminal fluid, A paste made with the seeds is applied to reduce enlarged cervical glands.

એનાં પાદડાંનો રસ રતાંધળાપણું દુર કરવાને માટે આંખમાં આંજવામાં આવે છે. જ્યારે આ અંજનનો પ્રયોગ ચાલતો હોય છે ત્યારે અંદરના ઉપચાર તરીકે એનો ઊકાળો પીવામાં આવે છે. એની છાલનો ઊકાળો દાંતના પારાઓને મજબુત બનાવવાના માટે કોગળા કરવાના કામમાં ઉપયોગમા લેવાય છે. એની છાલનું આઠથી દશ રતી ચૂર્ણ ત્રણથી ચાર તોલા ઘી સાથે મેળવીને દરરોજ ખાવું એ હિતમમાં ઉત્તમ શક્તિ વર્ધક અને રક્ત શોધક મનાય છે. એના ફુલ ધાતુસ્ત્રાવને અટકાવનાર એટલે વીર્ય સ્થંભન કરનારાં મનાયછે.

બીજનું ચૂર્ણ સાઠ ઘઊંભાર, અને સાકર એકસોવીસ ઘઉંભાર જેટલી લેઇ એક પ્યાલાભર ગરમ સાથે દુધ મેળવીને પીવાનો અભ્યાસ રાખવાથી તે પાતળા પડેલા વીર્યને ઘટ્ટ બનાવે છે. એનાં બીયાંને પાણી સાથે લોઢા જેવાં બારીક વાટી તેનો ગળાની સુઝી આવેલી ગાંઠોને બેસાડી દેવાને માટે લેપ કરવામાં આવે છે.

દશાંગલેપ—સરસડાની છાલ, જેઠી મધ, તગર, રતાંજળી, જટામાંસી, લોદર, દારૂહળદર, એલચી, કડ અને વાલ્હુવાળો એ દશ ચીજોને સરખા ભાગે લેઇ ખાંડી તેઓનું જે વસ્ત્રગાળ ચૂર્ણ કરવામાં આવે છે તે " દશાંગલેપ " ના નામે પ્રસિદ્ધ છે, આ લેપને પાણી બારીક ખરલ કરીને લગાડવાથી દુષ્ટ વ્રણના આસપાસનો સોજો, વિસ્ફોટકનો સોજો તેમજ કોઇ પણ ઝેરી ચીજ અડવાથી થયેલો સોજો ઉતરે છે. સોજા સિવાય વળી કોઇ પણ ઝેરી ચીજ અડવાથી થયેલો સોજો ઉતરે છે. સોજા સિવાય વળી કોઇ પણ જાતની ગાંઠો ગડ, ગુમડ, વાતરક્ત રતવા વિગેરે દરદોના લીધે શરીરના કોઇ પણ ભાગમાં બળત્રા થતી હોય તો તેના ઊપર આ લેપ ચોપડવાથી દાહની શાન્તિ થાય છે. કેટલાંએક દરદોમાં આ લેપ લગાડતી વખતે તેને ઘીનો હરમો દેવામાં આવે તો શીઘ્ર ફાયદો થાય છે.

અકબરનામામાં જણાવવામાં આવ્યું છે કેઃ—એક કીલ્લામાં ઘણાં વર્ષોનું જુનું અનાજ સંઘરી રાખવામાં આવેલું હતું. એ અનાજ ખાવાથી તે કીલ્લાનાં દરેક મનુષ્યોને સોજા અને જળોદરનો એવો ભયંકર વ્યાધી લાગુ પડ્યો કે કોઇ પણ ઇલાજથી આરામ થયો નહિ છેવટે સરસડાની છાલનો ઉકાળો જેને જેને પાવામાં

આવ્યો તેને આરામ થવા લાગ્યો. અને તેથી સરસડાની છાલ એટલી બધી મોંઘી વેચાઇ કે રૂપીઆની રૂપીઆ બાર મળવા લાગી.

યુનાની હકીમો જણાવે છે કે સરસડાના બીજના ચૂર્ણને બમણા મધ સાથે કાલવીને ઘઉંના કોઠારમાં ચાળીસ દિવસ સુધી રાખી મુકવું, અને ત્યાર પછી દર ટાઇમે ૦। તોલા જેટલું ખાવું જેથી ઉતમ પ્રકારના સારસાપરેલા કરતાં પણ સારી રીતે લોહીને સુધારી કંઠમાળ ઉપદંશ વિગેરે દરદોને નાબુદ કરે છે.

કાચની લીલી બંગડી એક તોલો, આઠમાસા કુકડાની હગારની સફેદી, કુકડાનાં ઇંડાંનાં ફોતરાં, અણુવીંધ્યાં મોતી અને મમીરો અથવા તે ન મળે તો ધોળી સાટોડીનાં મુળ એ દરેક છ, છ આનીભાર તથા હળદર બે માસા લેઈ પ્રથમ કાચની બંગડીના ભુકાને ત્રણ દિવસ ખરલ કરી પાણી સાથે ખુબ ઘુંટી પછી તેમાં બાકીનાં ઓષધો મેળવી સારી પેઠે ખરલ કરી દિવસમાં બે વખત આંખે અંજન કરવું અને રાત્રિએ સરસડાનાં પાંદડાં બાફીને આંખ ઉપર બાંધવાં, જેથી ઇશ્વર કૃપાથી આંખમાં પડેલું ફુલું થોડાજ સમયમાં બીલકુલ નાબુદ થઇ જશે.

કસાવાદીનજુકાઈ નામની કિતાબનો કર્તા જણાવે છે કે મેરઠના શાહજાદાની બન્ને આંખોમાં ફુલ પડયાં હતાં, જે અનેક હકીમોએ વિધવિધ પ્રકારની ઓષધી વાપર્યા છતાં પણ સારાં થતાં નહોતાં છેવટે હાદી હુસેન નામના હકીમે આ પ્રયોગ અજમાવ્યો અને ઈશ્વરની કૃપાથી એવું ઉતમ કાર્ય થઇ ગયું કે જાણે નસ્તરથી ફુલ ખોતરી કાઢયાં.

જકાઉલ્લાખાં નામનો હકીમ પોતાના ગ્રંથમાં જણાવે છે કે સરસડાનાં પાંદડાંનો રસ એક શેર કાઢી કોરા માટીના વાસણમાં નાંખી તેમાં દશ તોલા સીંધાલુણ, કુલાવેલી ફટકડી, નવ સાગર, સુરોખાર, સાજીખાર એ દરેક દસ તોલા ભરીને વાસણનું મ્હોડું બંધ કરી ત્રણ દહાડા રાખી મુકવું. ચોથા દિવસે વાસણનું મ્હોડું ઊઘાડી જોવાથી તેમાંથી સફેદ ફુલ જેવું નીકળશે તે સંભાળથી લેઇ લઇ તે ફુલની બરાબર કાળો સુરમો મેળવી ખરલ કરીને રાખવાથી આંખનાં દરદો માટે ઉતમ પ્રકારનો સુરમો તઇયાર થશે.

રાયણનાં બીજનાં મીજ વાટી ચૂર્ણ કરી ચાર, પાંચ દિવસ સુધી સરસડાનાં પાનના રસમાં ખરલ કરીને પછી પાંચથી છ દિવસ સુધી વડના દુધમાં ખરલ કરી આંજવાથી આંખમાં પડેલા ફુલને અકસીરપણે નાબુદ કરે છે.

જલાલુદીન નામનો હકીમ જણાવે છે કેઃ—સરસડાનાં બીજ મૂળની છાલ, થડની અંતર છાલ, લીલાં પાંદડાં તથા ફુલ એ દરેક વીશ વીશ તોલા લેઇ પુરૂષના મુત્રમાં વાટી લુગદી કરવી. પછી તેમાં એક સો તોલા પુરૂષનું મુત્ર નાંખી ચુલે ચડાવવું અને ખદખદવા માંડે એટલે તેમાં પચ્ચાશ તોલા ગાયનું ઘી નાંખી પકાવવું મુત્રનો ભાગ જ્યારે બધો બળી જાય ત્યારે ઘી ગાળી લેઇ કાચની બાટલીમાં ભરી રાખવું આથી સર્પદંશવાળા મનુષ્યને પીવરાવવાથી અવશ્ય ઝેર નાબુદ થાય છે. સાધારણ દંશ હોયતો એક રતલ ઘી પાવાથી મનુષ્ય સાજો થઇ શકે છે, પરંતુ ભયંકર દંશ હોયતો બે, ત્રણ રતલ કે તેથી પણ વધારે ઘીનો ઉપયોગ કરવાની જરૂર રહે છે.

મનસીલ, ઊપલેટ, કરંજનાં બીજ, સરસડાનાં બીજ, શીવણનાં બીજ એ બધાં પાણીમાં વાટી ગોળી વાળવી, જે ચોપડવાથી વીંછીનું ઝેર ઉતરે છે.

સરસડાનાં ફુલને ખરસાંડીના દુધની ભાવના આપી સુકાવવાં, પછી તેનું બારીક ચૂર્ણ કરી સુંઘાડવાથી દેડકાનું ઝેર નાબુદ થાયછે.

ધોળાં મરીઆંને સરસડાનાં ફુલોના રસની સાત દિવસ સુધી ભાવના દેઇ પછી ચૂર્ણ કરવું એ ચૂર્ણ પાવાથી, સુંઘાડવાથી તેમજ આંખોમાં આંજવાથી સર્પદંશનું ઝેર નાબુદ થાય છે,

કાળીઆ સરસડાનાં બીજ, જવખાર. સાજીખાર, કલિહારીનાં મુળ અને સિંધાલુણ એઓને થોરના દુધમાં ખરલ કરી ગૌમૂત્રમાં મેળવી અર્શ ઉપર ત્રણ વખત લેપ કરવાથી સધળી જાતના અર્શ સુકાઇને ખરી પડે છે.

---

## સાટોડી.

સં. પુનર્નવા, શ્વેતપુનર્નવા, રક્તપુનર્નવા, હિં. વિષખપરા, સાઠ, ગદહપુર્ણા, મ. ઘેંટુળી પાંઢરી, રક્તવસુ, ગુ. ધોળી સાટોડી, લાલ સાટોડી, બં. શ્વેત ગાંદાવન્ને, શ્વેતપુણ્યા, ગાદાપુણ્યા, ઇં. Spreading Hogneed, લા. Boerhavia Diffusa', Trianthema Mongogyna.

વિવરણ—સાટોડીની ઘણી જાતો થાય છે, તેમાં ધોળી સાટોડી અને રાતી સાટોડી એ બે મુખ્ય હોય. ધોળી સાટોડી કે જે સાટોડાના નામથી પણ ઓળખાય છે તેના છોડવા ચોમાસે ઘણા ઊગી આવતા હોય છે ઇંચથી બે, કે ચાર ફીટ જેટલા લાંબા થાય છે અને તે છાવણાંની માફક જમીન ઉપર પથરાય છે. લાલ સાટોડીના છોડવા પણ ચોમાસે ઘણા ઊગી આવતા હોય તેઓ પણ તેવીજ રીતે જમીન ઉપર પથરાય છે, પરંતુ આ બે જાતોને એકબીજાથી જુદી ઓળખવાને મુખ્ય નિશાનીઓ એ છે કે ધોળી સાટોડીનાં પાંદડાં લીસાં, જાડાં, રસભર્યાં અને બટકણાં હોય છે, ત્યારે લાલ સાટોડીનાં પાંદડાં ધોળી સાટોડી કરતાં સ્હેજ ન્હાનાં, પાતળાં અને ઓછાં બટકણાં હોય છે. વળી ધોળી જાતની શાખાઓ અંદરથી રસ ભરી અને બટકણી હોય છે ત્યારે લાલ જાતની તેવી બટકણી ન હોતાં મજબુત હોય છે. ધોળી જાત બારે માસ લીલી મળી આવતી નથી, માત્ર અસાડથી કાર્તક સુધીજ દૃષ્ટિએ આવે છે, ત્યારે લાલ જાત બારે માસ મળી આવે છે.

ગુણદોષ અને ઉપયોગ—સાટોડી કફને ટાળનારી તથા સોજા, અર્શ, પાંડુ, અંડવૃદ્ધિ, હૃદયરોગ, ખાંસી, ઊરક્ષત વિગેરે દરદોને નાશ કરનારી અને વૃદ્ધાવસ્થાને દુર કરનારી હોવાથી એ દરદોના માટે દેશી વૈદો તેનો ઘણો જુદી, જુદી રીતે ઉપયોગ કરે છે, જેઓ પૈકી વધારે પ્રચલિત પ્રયોગો નીચે મુજબ છે.

પુનર્નવાદિ અંકુર—સાટોડીનાં મૂળ, નસોતરનાં મૂળની છાલ, સુંઠ, લીંડીપીંપર, મરીઆં, ઇંદ્રજવ, વાવડીંગ, દેવદાર, ચિત્રાનાં મૂળ,

કડુ, ઉપલેટ, હરડે, બહેડાં, આમળાં, પીંપળામૂળ, હળદર, દારૂહળદર, શોધેલાં નેપાળાનાં બીજ, ચત્રક, મોથ અને અજમો એ દરેક ચીજ એક, એક તોલો લેઇ ચૂર્ણ કરવું. પછી શુદ્ધ મંડુર એટલે લોહકીટ-ની ભસ્મ ચાળીસ તોલા લેઇ તેને ત્રણસો વીશ તોલા ગાયના મૂત્ર સાથે ઊકાળતાં ઘટ્ટ થાય ત્યારે ચોંય ઊતારી તેમાં ઉપરનું ચૂર્ણ ઊમેરી સારી પેઠે ખરલ કરીને ગોળીઓ વાળવી.

આ ગોળીઓ દર ટાઇમે ચારથી આઠ વાલ જેટલી લેઈ ગરમ જળ, ત્રિફળાંનો ઊકાળો, પુનર્નવાષ્ટક પાચન, છાશ કિંવા ગૌમૂત્ર સાથે લેવાથી અને તેના ઉપર કેવળ છાશ અથવા તો છાશ અને ભાતનો ખોરાક રાખવાથી યકૃત દોષ, અને તેના લીધે આ-વેલા સોજા, પેશાબનો હળદર જેવો રંગ વિગેરે દુર થાય છે એટ-લુંજ નહિ પરંતુ પાંડુ અને કમળાના દરદનું આ અત્યુત્તમ ઊત્કૃષ્ટ ઓષધ હોવાથી તેઓનું નિવારણ કરવાને માટે પણ તેનો ઉપયોગ થાય છે.

પુનર્નવાષ્ટક પાચન—સાટોડીનાં મૂળ, હરડેદળ, લીંબડાની અંતરછાલ, દારૂહળદર, કડુ, પટોળ (આંખ ફુટામણી) નાં પાંદડાં, ગળોના વેલા અને સુંઠ એ ચીજો સરખા ભાગે લેઈ ખાંડી ખોખરી કરી પછી તેમાંથી દરેક વખતે ચાર તોલા જેટલું લેઇ ચોસઠ તોલા પાણી સાથે ઊકાળતાં આઠ તોલા પાણી બાકી રહે ત્યારે ઊતારી ગાળી લેવું.

આ કવાથ ગૌમૂત્ર સાથે, પુનર્નવાદિ મંડુર સાથે આરોગ્ય વ-

ર્ધની સાથે અથવા તે એકલો પીવાથી જળોદર, કફ, કમળો, સોજા, પાંડુરોગ અને શ્વાસ લેવા મુકવાની મુશ્કેલી દુર થાય છે.

પુનર્નવા ગુગ્ગુલુ—સાટોડીનાં મૂળ ચારસો તોલા, એરંડાનાં મૂળ ચારસો તોલા અને સુંઠ ચોસઠ તોલા લેઇ ખાંડી ખોખરાં કરી ૧૦૨૪ તોલા પાણી સાથે ઊકાળતાં આઠમા ભાગનું એટલે એકસો અઠ્ઠાવીશ તોલા પાણી બાકી રહે ત્યારે ઉતારી ગળી લેઇ તેમાં શુદ્ધ કરેલો બત્રીશ તોલા ગુગળ નાંખી ચુલે ચઢાવી પાક કરવો. પાક થતો હોય તે સમયે તેમાં સોળ તોલા એરંડીયું તેલ, વીશ તોલા નસોતરનું ચૂર્ણ, ચાર તોલા શુદ્ધ નેપાળો, દશ તોલા ગળો અને હરડે, બહેડાં, આમળાં, સુંઠ, મરીઆં, લીંડીપીંપર, ચિત્રાનાં મૂળ, સિંધવ, વાવડીંગ તથા સાટોડીનાં મૂળ એ દરેકનું ચાર, ચાર તોલા ચૂર્ણ અને એક તોલો સોનામુખીની ભસ્મ મેળવી ઉતારવું. (કોઇ, કોઇ એમાં શુદ્ધ ભીલામાંનું ચાર તોલા ચૂર્ણ પણ વધારામાં ઉમેરે છે.

આ ગુગળ દરરોજ સવાર, સાંઝ ૦।। થી એક રૂ. ભાર જેટલો યોગ્ય અનુપાન સાથે લેવાથી વાતરક્ત, અંડવૃદ્ધિ, ગૃધ્રસી, અને જાંઘ, સાથળ, કમરની પાછલી બાજુ, ત્રિક, પેઢું વિગેરેમાં વ્યાપ્ત થયેલો સંધિવા દુર થાય છે.

પુનર્નવા રસાયન—ધોળી સાટોડીનાં મૂળની છાલનું ચૂર્ણ કરીને તે ગાયના દુધ સાથે યોગ્ય માત્રામા એક મહીનો, બે મહીના, છ મહીના કે એક વર્ષ સુધી સેવન કરવાથી વૃદ્ધાવસ્થા દુર થઇ પુનઃ યૌવનતા પ્રાપ્ત થાય છે.

આંખનાં દરદો માટે મમીરા નામની ઔષધિનાં યુનાની વૈદક-માં ઘણાં વખાણ કરેલાં છે, અને તેથી લોકોમાં એટલી બધી અતિ-શયોક્તિ ચાલે છે કે " મમીરાનું અંજન કરવાથી નેત્રનું એક પણ દરદ રહેવા પામતું નથી, પરંતુ અફસોસ! કે ખરો મમીરો હાથ આવતો નથી. "

યુનાની હીકમતમાં પ્રસંશાને પામેલા આ ઔષધમાં તેવા ગુણ હશે કે કેમ ? તે તો પરમાત્મા જાણે ! પરંતુ જડીબુટ્ટીઓ સબંધિ શોધખોળ કરનારા પ્રાચીન આર્ય ચિકિત્સકોને સાટોડીનાં મૂળમાં આવા ગુણો રહેલા છે એવો અનુભવ થયેલો હતો અને તેથીજ તેઓ પોતાના ગ્રંથોમાં ઉલ્લેખ કરી ગયા છે કેઃ—

घृतेन मूलकं चास्या हयंजितं हन्ति पुष्पकम् ।
मधुनासहमूलंतु हयंजितं स्रावनाशकम् ॥
अंजितं मार्कवरसै नेत्र कण्डु निवारणम् ।
केवलेन जलेनैव हयंजितंतिमिरापहम् ॥
जलेनगोशकृताच पिप्लया चांजितं यदा ।
रात्र्यांधं नश्यते तेन चोष्णपर्णरससमृतः ॥

ધોળી સાટોડીનાં મૂળને પાણી સાથે ઘસી તેમાં ઘી મેળવી ને-ત્રોમાં આંજવાથી આંખમાં પડેલું ફુલું દુર થાય છે. મધ સાથે મે-ળવીને આંજવાથી આંખોમાંથી પાણી વહેતુ હોય તેને બંધ કરે છે. ભાંગરાના રસ સાથે ઘસીને આંજવાથી આંખની ખુજલી દુર થાય છે, પાણી સાથે આંજવાથી તિમિરને ટાળે છે, ગાયના છાણના રસ

સાથે એનું મુળ અને લીંડીપીંપર ઘસીને આંજવાથી રતાંધળાપણાને દુર કરે છે.

આર્ય ઓષધિઓના ગુણદોષ સબંધિ બારીકતાથી વિશેષ અનુભવ લેનારા આજકાલના શોધકો જણાવે છે કે:—

It is stomachic, laxative, diuretic, expectorant and emetic; given in asthma, gonorrhoea, dropsy, jaundice, enlargement of the liver and spleen, ascites anasarca, scanty urine and internal inflamations.

સારાંશમાં પાચક, મળને સાફ લાવનાર, મુત્રલ, કફને કાઢનાર અને ઉલટી લાવનાર ગુણો રહેલા છે, જેથી શ્વાસ, પ્રમેહ, સોજા, કમળો, બરોળનો વધારો, જળોદર, મુત્રકૃચ્છ અને વિદ્રધિના દરદમાં તેનો ઉપયોગ થાય છે.

ડૉક્ટર ઈ, એફ, વૅારીંગ "ફાર્માકોપીઆ ઑફ ઇન્ડીઆ" નામના પુસ્તકમાં જણાવે છે કે:—

It has been found a good expectorant and been prescribed in asthma with marked success, given in form of powder, decoction, and infusion. Taken largely it acts as a emetic.

આ ઓષધ ઉત્તમ કફનિઃસારક જણાયું છે, અને જાણવા લાયક ફતેહ ભર્યાં પરીણામ સાથે દમના દરદમાં ચૂર્ણ, ઉકાળા કે ચાહના રૂપમાં આપવામાં આવે છે.

ડૉક્ટર એન્સ્લી જણાવે છે કે:—

The root is given in powder as laxative.

એનાં મૂળીઆંનું ચૂર્ણ બંધકોશ ટાળી ઝાડો સાફ લાવવાને માટે આપવામાં આવે છે.

ડૉક્ટર—આર, એન, ખોરી જણાવે છે કે:—

As a remedy for scorpion bites it is applied extarnally and given internally.

વીંછીના દંશ માટે એનાં મુળીઆં ઘસીને ડંખની જગ્યાએ ચોપડવાના કામમાં વપરાય છે, તેમજ પાવામાં પણ આવે છે.

---

## સંચળ.

સં. સૌવર્ચલ, કૃષ્ણ લવણ, હિં. કાલાનોન, મ. પાદેલોણ, અ. સચલ લવણ, ફા. નમકશિયા, લા. Unaqua sodii Chloredum.

વિવરણ—મીંઢીઆવળ, હીમજી હરડે અને સંચળખાર એ બધાં સાથે મેળવીને હલકા જુલાબ તરીકે વપરાતાં હોવાથી સંચળ એ છેક ન્હાનામાં ન્હાના ગામડામાં પણ પ્રસિદ્ધ છે, અને તેથી તેની વિશેષ ઓળખાણ આપવાની જરૂર નથી.

જડીબુટ્ટી તરીકે ઉપયોગ—મીઠા અને સંચળમાં રોગ પરીહારક અને આરોગ્ય રક્ષક તથા જીવનપ્રદ શું ગુણ રહેલો છે તે જાણવાની સર્વેને જરૂર છે. આજકાલ કોલેરા ઉપર હાયપર–ટૉનિક

સોલ્યુશન—ઇન્ટ્રાવ્હીન્સ ઇન્જેક્શનનો ઉપાય સર્વે ડોક્ટરોએ ધ્યાનમાં લેવા લાયક રામબાણુ અસરકારક સિદ્ધ થયેલો છે. કોલેરાના ઉપદ્રવમાં ઝાડા, ઉલટી થઈ નાડી નબળી પડી ગઇ હોય તેવા મરણુ શરણુ સમયે પણુ અઢીશેર પાણીમાં અઢી તોલા ચોખ્ખું મીઠું અને તે સાથે જુજ પોટાસ ક્લોરાઇડ તથા થોડોએક કેલશિયમ ક્લોરાઇડ મેળવીને એકાદ નસમાં હાઇપોડરમીક સીરીન્જ એટલે પોલી સોયવાળી પીચકારીવડે આ ઔષધ લોહીમાં મેળવવામાં આવે છે તો સંજીવનની મહામાત્રા જેવો અજાયબ ગુણ થઇ દરદી તરતજ પાછો આરોગ્ય સ્થિતિમાં આવી જાય છે એમ અનેક સુપ્રતિષ્ઠિત ડોક્ટરોના અનુભવમાં અનેકવાર આવેલું છે.

જે સ્થળમાં આવી પીચકારી મારવાની ડોક્ટરી સગવડ ન હોય ત્યાં આગળ જો કોલેરા લાગુ પડતાંજ એટલે દરદી નબળો ન પડી ગયો હોય તે પહેલાં મીઠું કે સંચળ નાંખેલું ગરમ જળ દરદીને ધરાઇને પાઇ ઉલટી કરાવવાથી તેમજ મીઠાના ગરમ પાણીની ગુદામાં બસ્તી આપી કોષ્ટ શુદ્ધિ કરાવવાથી અને મીઠું મેળવેલા ખમી શકાય તેવા ગરમ પાણીનું સ્નાન કરાવવાથી તથા દર બે, બે કલાકે એકાદ લીંબુના રસ સાથે સાત, આઠ વાલ મીઠું અને દશ રૂા. ભાર પાણી મેળવીને પાવાનું જારી રાખવાથી પણુ નસમાં પીચકારી મારવાની ક્રિયાની બરાબરજ ગુણુ થાય છે.

કોલેરા, મરકી, શિતળા, ઇન્ફ્લુએન્ઝા, ન્યુમોનિઆ, મેલેરીઆ અને તેની વિકૃતિથી થનારાં બરોળ કે યકૃતની વૃદ્ધિ વિગેરે દરદોના હુમલાથી દેહનું રક્ષણુ કરવાની લોહીમાં જે રોગબીજ નાશક શક્તિ

રહેલી છે, તે બીજા કોઇપણ પદાર્થ પર નહિ, પરંતુ લોહીમાં જે રક્તજળ રહેલું છે તેમાં રહેલા લવણક્ષાર એટલે મીઠના ક્ષારના પ્રમાણ ઉપર આધાર રાખે છે. અને તેથી રક્ત જળમાંથી એ ક્ષારનું પ્રમાણ જેટલા અંશે કમી થયેલું હોય છે તેટલા અંશે લોહીમાંથી રોગબીજ નાશક શક્તિ કમી થયેલી હોય છે, અને એ ક્ષાર જો ઘણોજ ઘટી ગયો હોય છે તો એ શક્તિ તદ્દન નાશ પામી ગઇ હોય છે અને તેથીજ દરદીને મરણ શરણ થવું પડે છે, પરંતુ લોહીમાંથી એ ઘટેલો ક્ષાર એટલે સોડીઅમ ક્લોરાઇડ ( ખાવાનું શુદ્ધ મીઠું ) ફરીથી જો પુરતી રીતે મેળવવામાં આવે તો તે શક્તિ ફરી પ્રાપ્ત થાય છે; આ ઇંદ્રિય વિજ્ઞાન શાસ્ત્રનું તત્વ પ્રાચીનકાળના ચિકિત્સકોને સારી પેઠે માહીત હતું અને તેથીજ આવા પ્રકારનાં ઘણાં ખરાં દરદોના માટે તેઓએ જેમાં મીઠાનો પુષ્કળ ભાગ આવતો હોય તેવા અનેક ઔષધ પ્રયોગો યોજેલા છે, પરંતુ અફસોસ! આધુનિક વૈદ્યો, ડૉક્ટરો અને લોકોએ આ તત્ત્વનું જ્ઞાન ખોયું છે અને તેના લીધેજ આજકાલ અનેક રોગોનો પુષ્કળ ઉપદ્રવ ફાટી નીકળીને દર વર્ષે લાખો મનુષ્યો અને પ્રાણીઓ તેઓના ભોગ થઇ પડી મરણને શરણ થાય છે, અથવા જો બચવા પામે છે તો પછી જીવનપર્યંત અશક્ત રહે છે.

કોઈ શંકા કરશે કે મીઠાનું પાણી પીવાથી તો ઉલટી થાય છે. તો પછી મીઠાનું પાણી પાવાનું જારી રાખવાનું જે કહેવામાં આવ્યું તે કેવી રીતે પચે ? અને જો ન પચે તો પછી રક્તજળમાં લવણક્ષાર મળવાનો ગુણ કેવી રીતે કરે ? આવી શંકા કેવળ સામાન્ય મનુષ્યોનેજ નહિ, પરંતુ કેટલાએક વૈદ્યો અને ડૉક્ટરોને પણ

ઉદ્ભવ થશે, જેનું સમાધાન એવું છે કે જે જળમાં મીઠાનું પ્રમાણ અધિક હોય તેનાથીજ આવી અસર થવા પામે છે, પરંતુ જો તેનું પ્રમાણ માપસર હોય તો મીઠું નાંખીને ઉકાળેલું પાણી પીવું એના જેવો ઉલટી મટાડનાર બીજો એકે ઔષધિ ઉપાય નથી એવું આજકાલ સિદ્ધ થઇ ચૂક્યું છે. અને તેથી એક શેર જળમાં માત્ર એક તોલો મીઠું મેળવીને જે પાણી ઉકાળવામાં આવ્યું હોય તેવા મીઠા અમૃતજળનો જો ઉપયોગ કરવામાં આવે તો ઉલટી ન થતાં સહેલાઇથી પાચન થઇ જાય છે. તો પણ એક શેર જળમાં ચાર, પાંચ તોલા મીઠું મેળવવામાં આવ્યું હોય એવું તીવ્ર મીઠાનું ખમી શકાય તેવું ગરમ જળ પ્રથમ તૃપ્તિ પર્યંત પાઇને ઉલટી કરાવી કોઠાની શુદ્ધિ કરી જઠરમાં ક્ષોભ કરનાર વિષમય રોગબીજનો નિકાલ કરવો અને પછી એક શેર જળમાં એક તોલાના હિસાબે મીઠું મેળવવામાં આવ્યું હોય એવા ઉત્તમ અમૃતજળનું પાન કરવું એ ઉત્તમ રસ્તો છે.

ન્યુમોનીઆના દરદમાં લોહીમાનું ક્લોરાઇડ ઘણું ખરું નાશ થાય છે એ વાત ડૉક્ટર ક્રુન્હેએ સ્પષ્ટ રીતે જણાવેલી છે, એટલુંજ નહિ પરંતુ આજકાલના ઘણાખરા ડૉક્ટરો પણ એ દરદમાં ઍમોનીઆ ક્લોરાઇડ, કૅલશીયમ ક્લોરાઇડ, મરક્યુરી ક્લોરાઇડ વિગેરે ઔષધોની યોજના કરે છે; અને તેથી સારો ફાયદો મેળવે છે, પરંતુ એ ઔષધો વાપરવાં એ ( Dechlorination ) પદ્ધતિ હોઇ નુકસાનકારક છે, અને તેથી તેના બદલે અઢીશેર જળમાં અઢી તોલા મીઠું અથવા તો સંચળ મેળવીને તે પાણી પાવાનું ભરી રાખે અથવા તો મીઠાને કાળું પડતા સુધી શેકીને તેમાંથી દરરોજ સવારે, બપોરે તથા સાંઝે પોણો, પોણો તોલો આપવાનું જારી રાખે તો

માત્ર ન્યુમોનિયામાંજ નહિ, પરંતુ મેલેરીઆના તાવમાં પણ યથેષ્ટ ફળ પ્રાપ્ત કરી શકે એ નિર્વિવાદજ છે. મીઠાને બદલે સિંધવ કે સંચળનો ઉપયોગ કરવામાં આવે તો પણ તેવોજ ગુણ પ્રાપ્ત થાય છે, કેમકે સિંધવ, સંચળ અને મીઠાના ગુણમાં કંઇપણ ખાસ ફરક નથી. માત્ર સિંધવ એ કાચું મીઠું અને સંચળ એ શેકેલું મીઠું છે એટલુંજ.

મનુષ્યો કિંવા પશુઓમાં શિતળા એટલે બળીઆનો ઉપદ્રવ ચાલતો હોય, તે સમયમાં સંચળ મિશ્રિત આ અમૃતજળ દિવસમાં એકાદ વખત જેને, જેને, પાવાનો અભ્યાસ રાખવામાં આવે છે તે આ રોગના હુમલાથી બચી જાય છે એવું અનેક વખત અનુભવવામાં આવ્યું છે.

કફ વાત પ્રધાન તાવમાં કેલશીયમ સલ્ફાઇડનો ઉપયોગ અમેરીકન ડૉક્ટરો બહુ કરે છે, અને દેશી વૈદ્યો મુખ્યત્વે કરીને લોકનાથ નામની માત્રા વાપરે છે તેમાં પણ ઘણાભાગે કેલીશીયમ સલ્ફાઇડમજ સમાએલું હોય છે અને તેથી તે જ્યાં આગળ ન મળી શકે તેવી જગ્યાએ ઊંચી જાતનું રાતું સંચળ લવણ યોજવું એ સર્વેથા નિર્ભય અને હરકોઈ વ્યક્તિથી બની શકે તેવો ઉત્તમ ઇલાજ છે.

આ પ્રમાણે સંચળ, સિંધવ કે લવણ એ માત્ર આજકાલજ ઉડતા ચેપી રોગોથી બચવાનો સર્વોત્તમ ઇલાજ જણાયો છે એટલુંજ નહિ પરંતુ પ્રાચીન કાળમાં પણ તેનો અનેક દરદો ઉપર ઉપયોગ કરવામાં આવતો હતો, જે બદલના એટલા બધા પ્રયોગો ગ્રંથોમાં

નોંધાયેલા છે કે તે બધા જો લખવા બેસીએ તો એક સ્વતંત્ર પુસ્તક થાય અને તેથી ઉદાહરણાર્થ માત્ર બે, ચાર પ્રયોગોનું જ અત્રે દિગ્દર્શન કરાવી વિરામ પામીશું.

**જ્વરહારક ચૂર્ણ**—કાળીજીરી, કાંકચનાં બીજ, શેકેલું સિંધાલુણ, દારૂ હળદર, અતિવિખની કળી, ડીકામારી, સંચળ અને કડુ એ ચીજો સરખા ભાગે લેઇ તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરવું. દરરોજ સવાર, સાંઝ ૦। તોલા જેટલું લેઇ પાણી સાથે પીવું.

**મુલેમાની નમક**—પોણાબશેર ઉત્તમ મીઠું લેઇને તેને સારી પેઠે શેકવું, પછી કોરી રકાબીમાં ભરીને કોલસાના અંગારા ભરેલી સગડી ઉપર આગ ઠંડી થઇ જતા સુધી રાખવું. પછી સિંધાલુણ, નવસાગર અને રાઇ એ દરેક દશ, દશ તોલા, અજમોદ ૭ તોલા, કાળાં મરીઆં સાડાચાર તોલા, ધોળાં મરીઆં સાડાત્રણ તોલા, અજખર સાડાચાર તોલા, અમરવેલ, જટામાંસી, શેકેલી હીંગ, શાહાજીરૂં એ દરેક પોણાબે તોલા, તજ, કાસિમ (પહાડી જીરૂં અથવા તે ન મળે તો દેશી જીરૂં) કુસુમનાં બીજ, સુંઠ, જેઠીમધ, સવા એ દરેક સવા તોલો લેઇ કરેલું ચૂર્ણ તે મીઠામાં મેળવી ચીનાઇ માટીની રકાબીમાં ભરી તેના ઉપર બીજી રકાબી ઢાંકી કપડું વીંટાળી જવ ભરેલી કોઠીમાં ઓછામાં ઓછા ચાળીશ દિવસ સુધી દાટી રાખવું.

આ ઔષધ જેમ જુનું થાય છે તેમ ઉત્તમ ગુણકારી બને છે, દર ટાઇમે આઠ, નવ રતી જેટલું એ ઔષધ લેઇને તેને અર્ધા

પકાવેલાં ઈંડા સાથે ખાવાથી રતિક્રીડા કરવાની શક્તિ પ્રબળ થાય છે. ભોજનની સાથે ખાવાથી મંદાગ્નિ અને બદહજમી દુર થાય છે. એ સિવાય વળી એના ઉપયોગથી પેટનો આફરો, પીડ, ચુંક, શૂળ, વિસ્મૃતિ વિગેરેને ટાળે છે, વીર્યને વધારે છે અને ઝેરને દુર કરે છે.

વજ્રક્ષાર—સમુદ્રનું મીઠું, સિંધાલુણ, કાચલુણ, જવખાર, સંચલ. ટંકણખાર અને સાજીખાર એ બધાં સરખા ભાગે લેઇ આકડાના દુધમાં તથા થોરના દુધમાં અલગ, અલગ ત્રણ, ત્રણ, દિવસ ખરલ કરી પછી તેનો આકડાનાં સુકાં પાંદડાઓ ઉપર જાડો લેપ કરી સુકાવી પછી શરાવ સંપુટમાં રાખી કપડમાટી કરી ગજ-પુટનો અગ્નિ આપવો અને સ્વાંગશિતળ થયા પછી તેનું બારીક ચુર્ણ કરવું, બાદ તેમાં સુંઠ, મરીઆં લીંડીપીંપર, હરડે, બહેડાં, આંમળા, જીરૂં, હળદર અને ચિત્રાનાં મૂળ એ દરેક સરખા ભાગે લેઇ તેનુ કરેલું ચૂર્ણ ઉપરોક્ત ચૂર્ણથી અર્ધા ભાગે નાંખી સર્વેને એકત્ર કરી બારીક ખરલ કરી ઉત્તમ બાટલીઓમાં ભરી રાખવું આ ચૂર્ણ દર ટાઇમે અર્ધા રૂ, ભાર જેટલું લેઇ તેને ગૌમૂત્ર કુંવરનો રસ કે આસવ વિગેરે યોગ્ય અનુપાન સાથે પીવાથી સઘળી જાતના ઉદર રોગો, ગોળાનું દરદ, શૂળ, ચુંક, અગ્નિમાંદ્ય અને અજીર્ણનો નાશ થાય છે, વળી જે દરદમાં વાયુનું જોર અધિક હોય તેમાં ચૂર્ણ ગરમ જળ સાથે, પિત્તનું જોર અધિક હોય તેમાં ઘી સાથે, કફના દરદમાં ગૌમૂત્ર સાથે અને ત્રિદોષના દરદમાં કાંજી સાથે પણ આપવામાં આવે છે.

તામ્રકલ્પ—સંચળ, શુદ્ધ પારો અને ગંધક એ દરેક ચીજ

ને, બે રૂ. ભાર અને ત્રાંબાની ભસ્મ, છ રૂ. ભાર લોહ એ બધાંને એકત્ર કરી જંબીરી લીંબુનો રસ, સુરજ મુખીનો રસ, લીંડીપીંપરનો કવાથ, અને સેંભળાના ગુંદરનો કવાથ એ દરેક સાથે એક, એક દિવસ ખરલ કરી પછી સૂર્યના તડકે સુકવી ફરીથી જંબીરી લીંબુના રસમાં ખરલ કરી સુકવી બાટલીમાં ભરી રાખવું. આ ઔષધ પહેલા દિવસે બે રતિભાર, બીજા દિવસે ચાર રતિભાર ત્રીજા દિવસે છ રતિભાર આપવું. અને એ રીતે દરરોજ બે, બે રતિભારનું પ્રમાણ વધારતા જઇ આઠમા દિવસે સોળ રતિભાર આપવું. આ પ્રમાણે સોળ રતિનું પ્રમાણ પુરૂં થયા પછી દરરોજ બે, બે, રતિભારનું પ્રમાણ વધારતા જઇ આઠમા દિવસે સોળ રતિભાર આપવું. આ પ્રમાણે સોળ રતિનું પ્રમાણ થયા પછી દરરોજ પાછું બે, બે રતિનું પ્રમાણ ઘટાડતા જઇ બે રતિ ઉપર આવવું. અને બે રતિ ઉપર આવ્યા પછી પાછું પ્રમાણ વધારતા જઇ સોળ રતિ ઉપર જવું. એ પ્રમાણે દરદ નાબુદ થતા સુધી ઔષધનું પ્રમાણ વધઘટ કરતા રહી તેનું સેવન ચાલુ રાખવું અને આહારમાં માત્ર સાઠી ચોખાનો ભાત, દુધ અને ઘીનો ખોરાક રાખવો; જેથી એના સેવનથી ત્રિવિધ પ્રકારનાં અમ્લપિત્તી, સંગ્રહણી, વિષમજ્વરો, બરોળ યકૃતનો વધારો, મંદાગ્નિ તથા ગુલ્મ, ચુંક, શૂળ વિગેરે ઉદર રોગોનો નાશ થાય છે.

આ પ્રમાણે, સંચળ સિંધવ વિગેરેમાં અમુલ્ય ગુણો સમાએલા છે, તો પણ સોજા અને જળોદરના દરદમાં તેનો ઉપયોગ કરવો એ ગુણને બદલે અવગુણ કરનાર હોવાથી વાપરવાની મના છે.

---

## હીરાકસી.

સં. કાસીસ, પુષ્પ કાસીસ, હિં. કસીસ, બં. ધાતુકાસીસ, મ. હિરાકસ, શ્વેત નીળી, ઈં. Sulphate of Iron, Vitriol green, લા. Ferry Sulphas. ફ્રા. ન્નોકેસબ્બ.

વિવરણ—હીરાકસી એ રંગ, શાહી વિગેરેમાં વપરાતી ચીજ હોવાથી સર્વત્ર પ્રસિદ્ધ છે, જેથી વિશેષ વિવરણની જરૂર નથી.

ગુણદોષ અને ઉપયોગ—હિરાકસી તુરી, શીતળ, નેત્રને હિતકારી, કાન્તિ વર્ધક, તથા વિષ, કોઢ, ખરજવું અને કૃમિનો નાશ કરનાર છે એમ નિઘંટોમાં કહેલું છે, પરંતુ જડીબુટીઓ સબંધિ શોધખોળ કરનારાઓને એ ઉપરાંત તેનો એક અન્ય અદ્ભુત ગુણ અનુભવવામાં આવ્યો છે, અને તે એ છે કેઃ—રતવા અથવા પાઠાનું દરદ કે જેમાં રતવાની અસર હોય અને તેના લીધે પાઠાવાળો ભાગ સડવા લાગી શરીરમાંથી છુટો પડવા લાગ્યો હોય એવા ભયંકર દરદમાં પણ એક ઔંસ ટાઢા પાણીમાં પાંચ ગ્રેન હીરાકસી મેળવીને તેમાં લીન્ટનું અથવા તો સાદું કપડું બોળીને રોગ-દુષીત ભાગ ઉપર પોતાં મુકવાં ચાલુ રાખવાથી શાન્તિદાયક, ગ્રાહિક અને જંતુઘ્ન અસર થઇ થોડાજ દિવસમાં દરદ નાબુદ થાય છે.

આ પ્રયોગ બરાબર અસરકારક, નિર્ભય, ઝેરી અસરથી નિરાળો તેમજ સસ્તો અને વળી દરેક મનુષ્યે સહેલાઈથી બની શકે એવો છે, જેથી મનમાં જરા પણ ક્ષોભ રાખ્યા સિવાય આબાલ અને ભામણીઆ લોકો પણ તેનો ઉપયોગ કરી શકે તેમ છે.

# હિમાલયની દીવ્યૌષધિઓ.

આકાશ ગમન, અદશ્ય સંચારણ, નીધિ દર્શન, સુવર્ણ સિદ્ધિ, અજરામર દેહ પ્રાપ્તિ વિગેરે અલૌકિક સિદ્ધિઓને આપનારી જે દીવ્ય પ્રભાવશાળી અનેક ઓષધિઓ હિમાલયમાં ઉત્પન્ન થાય છે, તેઓ પૈકી તેલીઓ કંદ, સોમવલ્લી, કાંચની, જ્યોતિષ્મતિ, નિર્વિષી, શીતલા પાણી વિગેરે કેટલીએક ઔષધિઓનું જે વર્ણન આ પુસ્તકના બીજા, તથા ત્રીજા ભાગમાં આપવામાં આવ્યું હતું, એટલાથીજ સંતોષ ન માનતાં આ દિશામાં વિશેષ શોધખોળનો પ્રયત્ન ચાલુજ હતો, જેના પરીણામમાં જે કંઈ વિશેષ માહીતિ ઉપલબ્ધ થવા પામી છે તે આ મુજબ છેઃ—

પશ્ચિમ હિમાલય એટલે સીકીમથી કાશ્મીર સુધી તેમાં પણ સીમલાની નજીક પાપરી નામની વનસ્પતિ કે જેને Indian Podophyllum અથવા તો Podophyllum Emodi ઇન્ડીઅન પોડોફાઇલમના નામથી ઓળખવામાં આવે છે, તેના પુષ્કળ છોડવાઓ થાય છે. બ્રિટિશ ફાર્માકોપીઆમાં કહેલી પોડોફાઇલીન રેઝીન નામની ઓષધિના વર્ગનીજ આ ઓષધિ હોવાથી આમાં પણ તેના જેવાજ ગુણો સમાએલા છે. અને તેથી તેના ગુણોનું વર્ણન કરતાં આધુનિક શોધકો જણાવે છે કેઃ—

It is a powerful billary purgative, its action some what corresponding to that of Mercury, hence the name "vegetable calomel." It is anactive cholagogue and aperient drug.

આ એક પ્રભાવશાળી પિત્તરેચક શક્તિ ધરાવનારૂં ઔષધ છે. એની અસર કેટલાએક અંશે પારાને મળતી છે, અને તેથી તેને "વેજીટેબલ કેલોમેલ" એટલે "વનસ્પતિજન્ય પારદ" એવું નામ આપવામાં આવેલું છે. આ એક શીઘ્ર પીત્તની શુદ્ધિ કરનારૂં અને લીવરના દોષથી રહેતા બંધકોશને ટાળનારૂં દ્રવ્ય છે જખ્મે હયાત નામની વનસ્પતિ કે જેને સંસ્કૃત ભાષામાં "હીમસાગર" ના નામથી ઓળખવામાં આવે છે અને તાજા ઘા ઉપર એનાં પાંદડાંનો રસ ચોપડવાથી તેમજ લુગદી બનાવીને બાંધવાથી ઘામાંથી વહેતું લોહી બંધ થઇ જવા ઉપરાંત પાકવાની, સોજો ચડવાની કે અન્ય કોઇપણ જાતની વેદના ન થતાં ઘા સુકાઇ જાય છે તે વનસ્પતિ પણ વાયવ્ય પ્રાંત તરફના હિમાલયની તળેટીમાં પુષ્કળ થાય છે, અને શાસ્ત્રીય ભાષામાં તે Kalanchoe Laciniata ના નામથી ઓળખાય છે.

સંસ્કૃત ભાષામાં જેને "તિક્ત દુગ્ધા," હિંદી અને બંગાળી ભાષામાં "દુધલતા" અને લાટીન ભાષામાં "Oxystelma Esculentum" કહે છે, તેના વેલાઓ પણ હિમાલયનાં જંગલોમાં પુષ્કળ માલમ પડે છે. આ વનસ્પતિના વિષે લખતાં શોધકો જણાવે છે કેઃ—

A decoction of the plant is used as a gargle in aphthous ulcerations of the mouth and in sore throut. The fresh roats are said to be used in Orissa as a specific for jaundice.

ગળુ સુજી આવ્યું હોય અથવા મહોડામાં ચાંદાં પડયાં હોયતો આ વનસ્પતિનો ઉકાળો કોગળા કરવાના માટે વપરાય છે, એટલુંજ

નહિ, પરંતુ એનાં તાજાં મૂળીઆંનો ઉપયોગ કરવો એ એરીસા પ્રાંતમાં કમળાના રોગનો રામબાણ ઇલાજ કહેવાય છે.

બંગાળી અને હીંદી ભાષામાં બારક કાંટાના નામથી અને લાટીન ભાષામાં " Pericampylus incanus " ના નામથી ઓળખાતી ઔષધિ કે જે હિમાલયમાં પુષ્કળ થાય છે, તેના ગુણદોષ વિષે કથન કરતાં ડૉકટર કનિંગહામ જણાવે છે કેઃ—

The roots of this plant are held in great repute by snake-charmers in India as an antidote to the bites of poisonous snakes. My research has proved that a fluid extract of the roots, when injected into the bitten place, possesses decided remedial power though it has no general action. It acts by precipitating the poison and thus rendering it inert when brought into direct relation with it prior to the absorption of the venom into the systen generally.

હિન્દુસ્થાનમાં સાપ પકડવાનો ધંધો કરનારા મદારીઓ તરફથી ઝેરી સર્પદંશનું વિષ નાબુદ કરવાને માટે આ ઔષધિનાં મૂળીઆં સર્વોત્તમ ઇલાજ તરીકે ઘણું માન પામ્યાં છે. મારી શોધખોળમાં સિદ્ધ થયું છે કે આ મૂળીઆંના પ્રવાહી ઘનની પીચકારી હાઇપોડરમીક સીરીન્જથી જ્યારે દંશની જગ્યાએ મારવામાં આવે છે ત્યારે, તે ઝેરને ચુસી લેવાની શક્તિ ધરાવે છે. જો કે તે મુખવાટે લેવાથી સાર્વદેહિક અસર કરી શકતાં નથી, પરંતુ સ્થાનિક એટલે દંશવાળી

જગ્યાએ તેનો ઉપયોગ કરવાથી ઝેરને સાર કરવાનું કાર્ય કરે છે અને તેથી લોહીમાં પ્રસરેલું ઝેર ચુસી લેવાને માટે તેઓના આ પ્રમાણે દંશની જગ્યાએજ સીધો ઉપયોગ કરવો એ મુખ્ય રીત છે.

આ તો આજકાલ પ્રસિદ્ધિમાં આવેલી સામાન્ય ઓષધિઓની વાત કહી, પરંતુ એ સિવાય અલૌકિક પ્રભાવવાળી પણ અનેક દીવ્ય ઓષધિઓ હિમાલયમાં ગુપ્ત સ્થળોએ ઉત્પન્ન થાય છે, એ વાતની ચર્ચા કરતાં જેના કથન ઉપર ભરોસો રાખી શકાય એવા સુપ્રતિષ્ઠિત સમર્થ મહર્ષિ ચરક ભગવાન્ પણ જણાવે છે કે:—

**ब्रह्म सुवर्चला नामौषधिर्या हिरण्यक्षीरा पुष्कर सदृश-पत्रा आदित्यपर्णी नामौषधिर्या सूर्यकान्तेति विज्ञायते सुवर्ण-क्षीरा सूर्य मण्डलाकारपुष्पीच। नारी नामौषधि रश्वबलेति विज्ञायते या पुनरज संदृशपत्रा। काष्ठ गोधानामौषधि गोधा-कारा सर्पा नामौषधिःसर्पाकारा। सोननामौषधिराजःपञ्च-दशपर्णः ससोमइव हीयते वर्धतेचं। पद्मा नामौषधिःपद्माकारा पद्मरक्ता पद्मगन्धा। अजानामौषधि रजशृङ्गीति विज्ञायते। नीला नामौषधिस्तु नील क्षीरा नील पुष्पा लताप्रतान बहुला॥**

એક બ્રહ્મ સુવર્ચલા નામની ઓષધિ થાય છે, કે જેનું બીજું નામ હિરણ્યક્ષીરા પણ છે, એનાં પાંદડાં કમળાના જેવાં થાય છે. એક આદિત્યપર્ણી નામની ઓષધિ થાય છે જેને સૂર્યકાન્તા પણ કહે છે, એનું દુધ સોનાના જેવું પીળું અને ફુલ સૂર્યમંડલના જેવા

આકારનાં થાય છે. એક નારી નામની ઓષધિ થાય છે કે જેને અશ્વબલા પણ કહે છે, એનાં પાન બકરાના જેવાં થાય છે. એક કાષ્ટ ગોધા નામની ઓષધિ થાય છે, જેનો આકાર ગોંદના જેવો હોય છે. સર્પા નામની જે ઓષધિ થાય છે તેનો આકાર સાપ જેવો હોય છે. એક સોમ નામની ઓષધિ કે જેને સોમવલ્લી પણ કહે છે, તેને પંદર પાંદડાં હોઇ સઘળાં ઓષધીઓની રાજા છે, અને ચંદ્રમાની કલાઅનુસાર કૃષ્ણપક્ષમાં તેને દરરોજ એક, એક પાંદડું ઘટી જાય છે અને શુક્લ પક્ષમાં દરરોજ એક, એક પાંદડુ નવિન આવે છે. એક પદ્મા નામની ઓષધિ થાય છે કે જે કમળના સમાન આકાર, રંગ અને ગંધવાળી હોય છે. એક અજા નામની ઓષધિ થાય છે કે જે અજશૃંગીના નામથી પણ ઓળખાય છે. એક નીલા નામની ઓષધિ થાય છે કે જેનું દુધ અને પુષ્પો નીલવર્ણનાં હોઇ શાખા-પ્રશાખાઓ બહુ હોય છે.

इत्यासामष्टानामोषधीनां यांयामेवौषधिं लभेत् तस्यास्तस्याः स्वरसस्य सौहित्यकृत्वात् स्नेहभावितायामार्द्रपलाशद्रोण्यां सपिधानायां दिग्वासाः शयीता तत्र पलायच्छेषण्मासैः पुनः पुनः सम्भवति तस्या जम्पयः षत्येवस्वापनंषण्मासेन देवतानुकारी भवति ॥ वयोवर्णस्वराकृति बल प्रभाभिःस्वयं चास्य सर्वे वाचोगतानि प्रादुर्भवन्ति । दिव्यं चास्य चक्षुः श्रोत्रं भवति । गतिर्योजन सहस्रं दश वर्ष सहस्राण्यायुरनुपद्रवंचेति

આ આઠ મહાન્ દિવ્યૌષધિઓ છે, અને તેથી તેઓમાંથી જે મળી આવે તેના રસનું તૃપ્તિપર્યંત પાન કરી તેના ઉપર બકરીનું દુધ પીને પછી ખાખરાના લીલા લાકડામાંથી બનાવેલા દડીઆના જેવા આકારવાળા, તેલ ચોપડેલા અને ઢાંકણાયુક્ત દબમાં (કુંડામાં) વસ્ત્ર રહિત થઇને સુઇ જવું, જેથી છ માસમાં પુનર્જન્મ પ્રાપ્ત થાય છે, અને તે મનુષ્ય વય, વર્ણ, સ્વર, આકૃતિ, બલ, અને પ્રભામાં દેવતાઓની સમાન થઇ જાય છે. ભૂતકાળની વાર્તાઓના વિષયમાં સ્ફુર્ત્તિ ઉત્પન્ન થાય છે, નેત્રો અને કર્ણો દિવ્ય થઇ જાય છે. સહસ્ર યોજન ગમન કરવાની શક્તિ અને ઉપદ્રવ રહિત દશહજાર વર્ષનું આયુષ્ય પ્રાપ્ત થાય છે.

આ પ્રમાણે પ્રાચીન મહર્ષિઓએ વર્ણવેલી અલૌકિક પ્રભાવશાળી આ મહાન્ દીવ્યૌષધિઓ તો મહા મુસીબતેજ હાથ આવે તેમ હોવાથી તેઓની પ્રાપ્તિના માટે તો પ્રયત્ન કરવા છતાં પણ કદાચ આપણે નિરાશ થઇએ એ સંભવિત છે, પરંતુ એ સિવાય ભુખ અને તરસને શમાવનારી, દુધ ઉત્પન્ન કરનારી, પથરને તોડનારી, કલોરોફૉર્મનું કામ કરનારી, વીંછીના જેવી વેદના કરનારી અને એવાજ બીજા ચમત્કૃત ગુણોવાળી ઔષધિઓ તો નેપાળ, મુલતાન તરફ સરલતાથી મળી શકે તેવી રીતે ઉત્પન્ન થાય છે અને વળી ત્યાં આમળના પહાડી લોકો તેઓને સારી પેઠે ઓળખતા હોવાથી આપણને ઓળખાવી પણ શકે તેમ છે, અને તેથી આ વિષયમાં દરેક વ્યક્તિએ યથાશક્તિ શ્રમ, યથાશક્તિ શોધ કરવો ઘટે છે.

આ જમાનો શોધનો છે, યુરોપ, અમેરીકા વિગેરે દેશો જે

સ્વર્ગ સમાન સંપત્તિ ભોગવે છે, માનવ બુદ્ધિને આંજી નાંખે તેવી જે યુક્તિ, પ્રયુક્તિઓ, તેવી જે અવનવી ઉદ્યોગ કળાઓ, તેવાં જે અવનવાં શસ્ત્ર, અસ્ત્રો, તેવાં જે અવનવાં યંત્રૌષધો અસ્તિત્વમાં આવે છે તે બધો શોધખોળનોજ પ્રતાપ છે, અને તેથી જો આપણે પણ શોધખોળના કાર્યમાં પૂર્ણ ઉત્સાહથી પ્રવૃત્ત થઇશું તો તેવાંજ મિષ્ટ ફળોને પ્રાપ્ત કરવાને ભાગ્યશાળી બનીશું એમાં કંઇ પણ સંશય નથી.

इति बुध वचनानां जीवितोपाश्रयानाम् ।
अमिलषित समृद्धौ कल्प वृक्षोपमानाम् ॥
यदु दित मिह पुण्यं गुम्फित ग्रन्थरूपम् ।
भवतु विगतरोगो निर्वृतस्तेन लोकः ॥



# ખાસ ભૂલોનું શુદ્ધિપત્ર.

| પૃષ્ટ. | લાઈન. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨ | ૨ | કરળી | કરવી |
| ૨ | ૧૩ | ખાસ એ ખાસ | એ ખાસ |
| ૪ | ૨૨ | આવ તાવતો | આવતો તાવ |
| ૧૬ | ૧ | સચાયો | છુટો છવાયો |
| ૧૮ | ૮ | પાષ્ટિક | [illegible]ષ્ટિક |
| ૧૯ | ૧૧ | મણીઆ | મૂળીઆં |
| ૨૧ | ૨ | નામે | મારે |
| ૩૨ | ૧૦ | તેન | તે, તે |
| ૩૩ | ૮ | floader | flower |
| ,, | ,, | hetol | betel |
| ,, | ૧૫ | embloved | employed |
| ૩૪ | ૧૬ | તેવાજ | તેના જે |
| ૩૫ | ૭ | ખોલા | તોલા |
| ૩૫ | ૨૧ | શાળાઓ | શાખાઓ |
| ૩૬ | ૩ | કેસ | કે |
| ૩૬ | ૪ | ભાગનો | ભાગને |
| ૩૭ | ૧૫ | કૃમિક્ર | કૃમિ |
| ૩૯ | ૨૧ | વાળો | માવો |
| ૪૩ | ૧૨ | raing | rainy |
| ,, | ૧૯ | થેપલ | થેપલી |
| ૪૮ | ૫ | goes | grains |
| ૫૦ | ૯ | દીંદડી | દીંટડી |

| | | | |
|---|---|---|---|
| ૫૩ | ૩ | misood | Mixed |
| ૫૭ | ૧૦ | બજાવીને | બનાવીને |
| ૫૮ | ૧ | ત્રિફળમાંના | ત્રિફળાંના |
| ૫૯ | ૫ | સુધીજ | સુધી |
| ૫૯ | ૧૫ | ગૌમૂત્રથી | ગૌમૂત્ર |
| ૬૧ | ૨૨ | તાજા મૂત્રજ | તાજુ મૂત્રજ |
| ૬૩ | ૧ | દરદીથી | દરદથી |
| ૬૩ | ૨૧ | ઇચ્છિકા | છચ્છિકા |
| ૬૪ | ૬ | ડીકની | ઢકની |
| ૬૫ | ૯ | પ્રયોગથી પણ | પ્રયોગથી લાભ થાય છે તેવીજ રીતે એકલી છાશના પ્રયોગથી પણ |
| ૬૫ | ૧૮ | દૂબળ | દૂબળો |
| ૬૬ | ૨૧ | શોધણી | શોધની |
| ૬૭ | ૧ | બનાવે છે | બતાવે છે |
| ૬૭ | ૧૦ | મકૃતોદર | યકૃતોદર |
| ૬૮ | ૧૫ | કળામાં | કળા |
| ૭૦ | ૧૮ | રહેવાથી | રાખવો |
| ૭૧ | ૧૩ | જઠરાગ્નિ મંદ | મંદ જઠરાગ્નિ |
| ૭૧ | ૨૨ | બેંક | ચુંક |
| ૭૨ | ૯ | રસ વૈદ્યોનો | રસ વૈદ્યો તો |
| ૭૨ | ૧૦ | બનાવટો સાથે | બનાવટો પૈકી યોગ્ય લાગે તે છાશ સાથે |
| ૭૨ | ૧૯ | ન રહેવાથ | ન રહેવાય |
| ૭૩ | ૧૨ | અલખાપરીયુ | કલખાપરીયું |

| | | | |
|---|---|---|---|
| ૭૩ | ૧૪ | ગલેણી | ગરણી |
| ,, | ૧૫ | ગોહીઓ | ગોળીઓ |
| ૭૬ | ૧૨ | કાર્યોમાંથી | કાર્યોમાં |
| ૭૮ | ૧૫ | cacuanha | Ipicacuanha |
| ૮૫ | ૧૬ | મીંઢાળનો ગર્વ | મીંઢાળનો ગર્ભ |
| ,, | ,, | પરંજનાં બીજ | કરંજનાં બીજ |
| ૮૬ | ૨૦ | લાલાશ પતો | લાલાશ પડતો |
| ,, | ૨૧ | ગાબી | ગાળી |
| ૮૮ | ૪ | ને ઊંદરવા | જે ઊંદરવા |
| ૮૯ | ૧૮ | ધોળા ધરેનાં | ધોળી ધરોનાં |
| ૮૯ | ૨૦ | છાશુનો | શણુનો |
| ,, | ,, | અનુમાનો | અનુપાનો |
| ૯૬ | ૬ | અદનો | અડદનો |
| ૯૬ | ૧૨ | શિરા | શિકા |
| ૯૭ | ૨૧ | worm | warm |
| ૯૯ | ૧૨ | તો તેટલી | તો તે ટળી |
| ૯૯ | ૨૧ | વધુ વરને | વધુ વરસો |
| ૧૦૨ | ૫ | વ્યાધિઓનું | વ્યાધિઓથી |
| ૧૦૬ | ૨૧ | ફીટ | ફાડો |
| ૧૦૯ | ૧૬ | વિગેરેને વાપરતાં | વિગેરે ન વાપરતાં |
| ૧૧૨ | ૨ | ગરમ સાથે દુધ | ગરમ દુધ સાથે |
| ,, | ૪ | લોહી જેવા | લોહી જેવાં |
| ,, | ૫ | કેવાને | દેવાને |
| ,, | ૯ | પાણી | પાણી સાથે |

# વિદ્યાકળા પ્રચારક મંડળનાં અત્યંત લોકપ્રિય પુસ્તકો.

---

**જંગલની જડીબુટ્ટી**—અથવા જડ ઘાલી બેઠેલાં દરદોના રામબાણ ઉપાયો. ભાગ ૧ લો. સુધારા વધારા સાથેની દ્વીતિયાવૃત્તિ. કિંમત રૂ. ૦–૮–૦.

સદર–ભાગ બીજો. „ „ દ્વીતિયાવૃત્તિ. કિં. રૂ. ૦–૧૦–૦

„ ભાગ ત્રીજો તથા ચોથો. કિંમત દરેક ભાગના રૂ. ૦–૮–૦

„ ભાગ પાંચમો. કિંમત રૂ. ૦–૧૦–૦

**આકાશવાણી**—અથવા સ્વર્ગિય સુખો ભોગવવાની વિદ્યા. કિંમત રૂ. ૦–૧૨–૦.

**પશુચિકિત્સા**—અથવા દર વર્ષે લાખો ઢોરોનો પ્રાણ લેનારાં દરદોના અકસીર ઉપાયો. કિંમત રૂ. ૧–૪–૦.

**પ્લેગ અથવા મરકી**—અને તેના અનુભવસિદ્ધ ઉપાયો. કિંમત ૦–૮–૦.

**પ્રાચીન મહાત્માઓની અલૌકિક વિદ્યાઓ**—અથવા ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળની વાતો જાણવાની ઇશ્વરી શક્તિ પ્રાપ્ત કરવાની સરળ ક્રિયાઓ. કિં. રૂ. ૦–૮–૦.

**અમુલ્ય રત્નહાર**—અથવા ધર્મ, કર્મ અને નીતિનું ગુપ્ત રહસ્ય સમજાવનારી જ્ઞાન કથાઓ. કિં. ૦–૩–૬. પોષ્ટેજ દરેક પુસ્તકનું જુદું. પાકા પુંઠાના દરેક પુસ્તકના ચાર આના વધુ સમજવા.

સઘળો પત્ર વ્યવહાર નીચલે સ્થળે કરવો.

**મેનેજર–વિદ્યાકળા પ્રચારક મંડળ.**

**વડાગામ–વાયા–તલોદ. એ. પી. રેલવે.**